આદેશાનુસાર લુટફાટનો ધંધો કરતો હશે ? જેની ઉપજીવિકા દસ્યુ વૃત્તિપર હોય તેનામાં આટલી બધી દયા પણ કેમ સંભવે ? તે સુંદરી જ જો દસ્યુદલની અધિષ્ઠાત્રિ હોય તો મને ગુપચુપ કેમ છોડાવ્યો ? તેના જીવન માટે પણ તેણે આશંકા કેમ બતાવી ? તે પરથી તો અનુમાન થઇ શકે છે કે, દસ્યુદલની અધિનાયિકા નહિ પણ મૂર્તિમંત દયાની દેવીએ જ વિપન્નાવસ્થામાંથી મારો ઉધ્ધાર કર્યો છે ! આમ અનેક તર્ક વિતર્કો કરવા છતાં હું કોઇ જાતના નિર્ણય પર આવી શકયો નહિ. ચારે દિશાએ મને ઘોર અંધકાર જણાવા લાગ્યો. મારા હૃદયમાં વિચારોનું તુમુલ તુફાન ચાલી રહ્યું.

મારા બન્ને સાથીઓ ચિરૂટના ધુમાડા કહાડયા કરતા હતા. મને વિચારગ્રસ્ત થયેલો જોઇ તેઓએ સુવાની તૈયારી કરી. અમો અમારા માટે ખાસ તૈયાર રાખેલા ઓરડામાં સુવાને ચાલ્યા ગયા. કેપ્ટન અને સેનાપતિ તો ધસધસાટ ઉંઘી ગયા પણ મને નિદ્રા આવી નહિ. સૂર્યની કન્યા—ભેદી રમણી જુબેદા કોણ હોવી જોઇએ ? તેનો ભેદ જાણવાની આશંકાએ મારા મનને વિચળીત બનાવી દીધું.



# પ્રકરણ ૭ મું

ટ્યુગર્ટમાં કેટલાક દિવસ નિવાસ કર્યાં પછી હું અલજીયર્સમાં આવી પહોંચ્યો. આ અરબ નગરીમાં ફ્રેંચ શાસન હોવા છતાં પાશ્ચાત્ય ભૌતિક સુધારણાએ ત્યાં જેવો જોઇએ તેવો પગપેસારો કર્યો નહોતો.

આ રહસ્યમય નગરીમાં પહેલાં હું એક વાર આવી ગયો હતો અને તે દિવસથી જ તેનાં પ્રાકૃતિક સૌન્દર્યથી મુગ્ધ થઇ ગયો હતો. પૃથ્વીમાં આવી હૃદયાકર્ષક નગરી બીજી હશે કે નહિ તે હું કહી શકતો નથી; પરંતુ એટલું તો ખરૂં કે, મારા દિલ પર તો તેનું વિશેષ આકર્ષણ હતું. હું શહેરમાં કોઈ હોટલની અંદર રહેતો નહોતો. મેં મારૂં રહેવાનું સ્થળ પહાડ પર આવેલા મુસ્તફા નામના સ્થળે રાખ્યું હતું.

સંધ્યાકાળ થતાં હું મારા રહેઠાણથી હમેશાં બહાર ફરવા જતો. ફરતાં ફરતાં બે ચાર કાફીખાનાંની મુલાકાત લેતો અને ત્યાં બેસી અરબ લોકો સાથે અરબ્બીમાં ગપ્પાં મારી રાત્રિના વખતે શૂન્ય મને વિશ્રામ સ્થળે પાછો ફરતો.

મારો નોકર મારી અનન્યભાવે સેવા ચાકરી કરતો હતો અને મારી દરેક આવશ્યકતાઓને પૂરી પાડતો; પરંતુ હૃદયનો તનમનાટ મારા દિલને તડફડાવી રહ્યો હતો અને આ તડફડાટમાં શુક્રવારનો દિવસ કયારે આવે તેની હું કાગના ડોળે રાહ જોયા કરતો હતો.

આખરે જે શુક્રવારે જુએદાની સાથે મારે મુલાકાત થવાની સંભાવના હતી, તે દિવસ આવી પહોંચ્યો. જુએદાએ તિર્થ પર્યટનની વાત કરી હતી, અને તે આશાએ જ હું અહિં બેસી તેની રાહ જોયા કરતો હતો.

શુક્રવારે પ્રભાતમાં હું સિદિ જેબ્બામાં ઉપસ્થિત થયો. તેની નજીકમાં જ એક મુસાફરખાનું હતું ત્યાં જઇ બેઠો. જુએદા આ

રસ્તા પરથીજ જશે, તો તેનાં દર્શન થશે એવી આશાથી જ હું આ સ્થળે બેઠો હતો. હું એક મોટા પત્થર પર બેઠો હતો અને તેના પર મ્હોટા વૃક્ષની ડાળી આવેલી હોવાથી છાયા રહેલી હતી. મારા જેવા બીજા પણ અનેક મુસાફરો અને શહેરીઓ આ ઘટાની નીચે બેસી વિશ્રાંતિ લેતા હતા.

આકાશ નિર્મળ હતું. વાયુ લહરીએ ઉત્તપ્ત મરૂભૂમિના ઉષ્ણ નિશ્વાસોનું વહન કરવાનો આરંભ કર્યો ન હોતો. પક્ષીઓ ઘન વૃક્ષ ઘટામાં મધુર સ્વરે આરામ લઇ રહ્યાં હતાં. જ્યારે કેટલાક આકાશની અંદર ઉડી પાંખો ફફડાવી રહ્યાં હતાં. વાયુની મીઠી મંદ લહેકી કોઇ કોઇ વાર સુગન્ધિત કુસુમની મધુર સુવાસ લઇ આવતી હતી. આ પ્રમાણે પત્થર પર બેસી એક કાફીનો પ્યાલો ગટગટાવી જઇ હું ચીરૂટનો ધુમાડો કહાડયા કરતો હતો. વચ્ચે વચ્ચે આપાદ મસ્તક શ્વેત વસ્ત્રાવૃત રમણીઓનાં ટોળાં મારી દૃષ્ટિ સમીપથી ચાલી જતાં હતાં.

જુએદા આ તિર્થસ્થાનને શા માટે વિશેષ પસંદ કરતી હતી એ હું સમજી શકતો ન હોતો. તેનું જીવન-રહેણી કરણી મને ભેદ ભરેલી માલુમ પડતી હતી કે, જે પતિ પરિત્યકતા-સ્ત્રીઓ હોય છે તેઓજ ખાસ કરીને આ સ્થળે આવે છે. જેઓ ત્રણવાર આ તિર્થ સ્થળનાં દર્શન કરે છે અને અહિંના પવિત્ર કુવાના પાણીનું ત્રણવાર જલપાન કરે છે તેને થોડા વખતમાં જ પતિનો લાભ થાય છે. ત્યારે શું જુએદાનો પતિની સાથે વિચ્છેદ થયો હશે? કે માતા પિતાની પાસેથી તેને ખુંચવી લઈ તેની સાથે વિવાહ કરનાર પતિએ તેનો ત્યાગ કર્યો હશે? આ રહસ્યનો ભેદ કોણ ઉકેલી શકે એમ હતું?

મારા દૃષ્ટિપથ સામેથી આપાદ મસ્તક બુરખાથી ઢંકાયેલ રમણીઓ ધીમી ચાલે જ્યારે ચાલી જતી મેં જોઇ ત્યારે હું ચિંતાના સાગરમાં ડુબી ગયો હતો. આ બધાઓનાં બાહ્યાવરણ એકજ પ્રકારનાં હતાં-કોઇ કોઇનાં જુદાં પડતાં નહોતાં માત્ર સંભ્રાન્ત વંશની લલનાઓ કોણ અને સાધારણ ગૃહસ્થની સ્ત્રીઓ કોણ એ જાણવા માટે માત્ર એકજ ઉપાય હતો અને

તે માત્ર તેઓનો પોશાક અને બે પગપરથી જાણી શકાય એમ હતું. સાધારણ રમણીઓના પગ ખાલી જોવામાં આવતા ત્યારે સંભ્રાન્ત પરિવારની લલનાઓના પગમાં સુશોભિત રેશમી મોજાંઓ અને ઉત્તમ ફ્રેંચ બુટો નજરે પડતાં. જ્યારે તેઓ રસ્તા પરથી ચાલી જતી ત્યારે તેઓનાં રેશમી વસ્ત્રોમાંથી અત્તરની સુગંધ પવનને લીધે આસપાસ પ્રસર્યા કરતી હતી.

આમ એક મહિના સૂધી જૂદા જૂદા સ્થળોએ ફરી હું જુબેદાની તપાસ કરવા લાગ્યો; પરંતુ જેને જોવાની આશામાં હું આટલું બધું કષ્ટ ઉઠાવી રહ્યો હતો તેનાં દર્શન થયાં નહિ. તેને કેમ શોધી કહાડવી એ વિચારે મને દિવાનો બનાવી મૂકયો હતો. મેં વિચાર્યું કે, આવા ખુલ્લા રસ્તા પર તે કોઇ દિવસ આવે નહિ અને મુલાકાત થાય નહિ માટે કોઇ એવું રમણીય એકાંતવાળું સ્થળ હોય ત્યાં બેસી રહેવું ઉચિત છે. આવું એક સ્થળ મેં શોધી કહાડયું.

તે સ્થળે વૃક્ષની ઘટામાં બેસી આખો દિવસ હું તેનાજ વિચાર કરવા લાગ્યો, એક દિવસ હું આમ ગૂઢ વિચારોમાં નિમગ્ન બની તે કુંજવનની અંદર બેસી રહ્યો હતો, એટલામાં વૃક્ષની આડમાંથી એક રમણી તીવ્ર દૃષ્ટિએ મારા તરફ જોતી દેખાઇ. જ્યારે તે રમણીએ જોયું કે હું એકલોજ અહિં બેઠો છું ત્યારે તે ત્વરિત ગતિએ મારી પાસે આવી અને મૃદુસ્વરે હાસ્ય કરતાં બોલી:–"આમીન!"

મેં અજાયબીથી તેની સામે જોયું અને પૂછ્યું–"તમે મારૂ આ નામ કયાંથી જાણ્યું ?"

"મહાબળવાન હાજી અબુસલ્લામના હાથમાંથી તમારો છુટકારો કરનાર રમણી પાસેથી. કહો, તમારૂં નામ આમીન છેને ?"

"હા, તેજ સૌભાગ્યવાન પુરૂષ હું છું. પણ તમે કોણ છો ?"

"હું કોણ છું તે તમે ન ઓળખી શકયા ? તમારો ઉધ્ધાર કરનાર સ્ત્રી રત્નોમાં સર્વશ્રેષ્ટ ગણાતી અમારી અધિષ્ઠાત્રીને તમે ઓળખતા નથી ? તેણેજ મને હુકમ કર્યો છે કે,

જે મુસાફરને આપણે બચાવ્યો છે, તેની સાથે સાક્ષાત કરવાની જરૂર છે."

"ત્યારે શું તમે જુબેદા બેગમ તરફથી આવો છો?"

"હા, તેમણે મને મોકલી છે."

"હમણાં તે ક્યાં રહે છે? અને તમે બધાં અહિં ક્યારે આવ્યાં?"

"ત્રણ દિવસથી અમે અહિં આવ્યાં છીએ અને ગઇ કાલેજ તમે જ્યારે અહિં બેઠા હતા, ત્યારે તેમનાં કાજલ આંજેલાં ચમકીત નેત્રોએ તમને શોધી કહાડયા એટલે તમને તેડી લાવવા માટે મને મોકલી છે."

"તેમની સાથે કયા સ્થળે મુલાકાત થઇ શકશે?"

"સિદિ અબ્દુલ રહેમાનની સુપવિત્ર મસજીદની પશ્ચિમ દિશા તરફ આવેલા રસ્તા પર એક પ્રચંડ વૃક્ષ છે ત્યાં ચંદ્રોદય થાય એટલે તમે આવીને મારી રાહ જોતા ઉભા રહેજો હું તમને તે સ્થળેથી મારી માલિકાની પાસે લઇ જઇશ." એટલું કહી તે રમણી ચપળ ગતિએ ત્યાંથી ચાલી ગઇ.

રમણી વૃક્ષોની ઘટાની અંદર અંતર્ધાન થઇ જતાંજ હું મારા વાસસ્થાન પર આવી પહોંચ્યો અને ક્યારે રાત પડે તેની અધીર ચિન્તે રાહ જોવા લાગ્યો.

બરાબર ચંદ્રોદયના સમયે સંકેત સ્થાને ઝાડની નીચે હું જઇને ઉભો રહ્યો. એટલામાં પેલી રમણી ત્યાં આવી પહોંચી અને બોલી—"અમીના, મારી માલિકા તમોને મળવાને બહુ ઉત્સુક છે, પરંતુ તેને મળવા પહેલાં તમારે એટલી પ્રતિજ્ઞા કરવી પડશે કે જો તેનાં કાર્યો, વ્યવહાર, અને વર્તણુક તમારા દિલમાં કૌતુહલ ઉત્પન્ન કરે તો પણ તમારે તેના વિષે એક શબ્દ પણ જબાન બહાર કહાડવો નહિ અને તેના ખુલાસા માટે તમારે એક પ્રશ્ન પણ તેને પુછવો નહિ. કહો, આ શર્ત તમોને કબુલ છે?"

રમણીનાં વચનો સાંભળી હું વિસ્મિત બની ગયો. મેં તેને પુછ્યું! "શું મારામાં વિશ્વાસ નથી કે મને વચનથી તમે

બાંધી લેવા માગો છો ?"

"હા, મારી માલિકાનો તેવો હુકમ છે."

"તો તે હુકમને હું માથે ચડાવું છું."

"મારું વચન મળતાંજ તે રમણી અગ્રેસર થઇ અને અનેક ગલીકુંચીઓ વટાવતાં લગભગ અરધા કલાકે અમે એક પ્રચંડ અટ્ટાલિકાયુક્ત મકાન પાસે આવી પહોંચ્યાં. આ મકાનની એક ગુપ્ત બારી તેણે ઉઘાડી અને મને અંદર દાખલ કરી પુનઃ તે બંધ કરી દીધી. અમે સીડીપર ચડવા લાગ્યાં અને બીજે માળે એક સુન્દર રીતે શણગારેલા ઓરડામાં આવી પહોંચ્યાં. આ ઓરડામાંથી બીજા ઓરડામાં જવાતું હતું. જતાં એક હબસી ખુલ્લી તલવારે પહેરો ભરતો ઉભો હતો. વૃધ્ધ દાસીએ તેના કાનમાં કાંઇ કહ્યું એટલે મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી તેણે અમને આગળ વધવાને રસ્તો ખુલ્લો કરી આપ્યો. અમે બન્ને એક બારણાં પાસે આવી ઉભાં. આ બારણાપર વિચિત્ર રંગના મખમલના પડદાઓ ઝુલી રહ્યા હતા. અમે પડદા પાસે આવી પહોંચતાં જ કોઈ અદૃશ્ય હાથોએ તે પડદા ઉંચકી લીધા એટલે રમણી બોલી—"આવો અંદર આવો."

મેં શું જોયું ? કુસુમ સૌરભથી સુગન્ધિત બનેલો એ ઓરડો ઉજ્જ્વળ આલોકમાળાથી જળહળી રહ્યો હતો. આ ઓરડાની સજાવટ અને ભપકો જોઇ હું આશ્ચર્યથી દિંગ્મૂઢ થઇ આભો બનીને ઉભો રહ્યો. બીજીજ પળે મારી દૃષ્ટિ પલંગ પર ગઇ ! બે ચમકીત નેત્રો ઉત્સુક દૃષ્ટિએ મારી રાહ જોતાં દૃષ્ટિએ પડયાં. જુબેદા—રહસ્યમયી રમણી—મારા હૃદયની દેવી—આતુર ચિત્તે પલંગ પર પડી મારી રાહ જોઇ રહી હતી.

# પ્રકરણ ૮ મું.

---

મને જોતાંજ જુબેદા પલંગમાંથી ઉઠી અને મને આવકાર આપતાં બોલી:-" આવો, આમીન ! કેટલા દિવસ થયાં તમારી મુલાકાત લેવાની ઇચ્છા થયા કરતી હતી, પણ આજે ખુદાએ તે ઇચ્છા પાર પાડી."

મેં તેને અભિવાદન કરતાં કહ્યું-"હા, ખુદાની મહેરબાનીથી."

એટલામાં એકાએક બારણા પર આવેલા પડદાઓ ઢંકાઇ ગયા અને મેં ચમકિત નયને ચારે દિશાએ દૃષ્ટિ કરી જોઇ. ઓરડામાં મારા અને જુબેદા સિવાય બીજું કોઇ ન હોતું.

ત્યાર પછી જુબેદા પલંગ પર તકીયાને અઢેલીને બેઠી અને મને પોતાની પાસે બેસવાની આજ્ઞા કરી તેણે એક સુવર્ણ નિર્મિત સિગારેટની પેટી ખોલી. તેમાંની એક મને આપી અને બીજી પોતે લઈ તે પીતાં પીતાં પ્રસન્નદૃષ્ટિએ મારા તરફ જોવા લાગી.

અમો ઉભય આમ કેટલીક ક્ષણો સુધી મુંગાંજ બેસી રહ્યાં. વાતચિતની શરૂઆત કેમ કરવી તેની વિરંચનામાં બન્ને પડયાં હતાં, એટલામાં મૌનભંગ કરતાં જુબેદા બોલી:-"આમીન ! ખુદાએ અચાનક આપણી મુલાકાત કરાવી આપી ત્યારથી આપણે એક બીજાનાં સ્નેહી નહિ પણ વિશેષ આત્મીય બન્યાં છીએ; પરંતુ સુખનો કીનારો મારી દૃષ્ટિએ પડતો નથી. આ હતભાગી દેશનો પરિત્યાગ કરી જો હું તમારી સાથે ન્હાસી આવું તો કેટલી બધી સુખી થાઉં !. પરંતુ હાય ! મારૂં જીવન ઘણુંજ વિચિત્ર અને દુ:ખમય બની ગયું છે અને મૃત્યુ પોતાનું વિકાળ મુખ પહોળું કરી મારો ગ્રાસ કરવાને આગળ વધી રહ્યું છે—મૃત્યુ અતિ શોચનિય મૃત્યુ !"

મેં પૂછ્યું:—" જાણે કે તમે નજરો નજર જોતાં હો તેમ મૃત્યુની વાત કેમ કરો છો ? શું તે તમને હમણાં દેખાય

છે ? તેનું રહસ્ય શું છે ? મને તો કાંઇ સમજણ પડતી નથી. તમારૂં ભાવિ તમે કેમ જાણ્યું ?"

"તેનો ખુલાસો હું આપી શકું એમ નથી—તમે દાસી પાસે પ્રતિજ્ઞા લીધી છે કે, કોઇ પણ કૌતુહલનો ભેદ જાણવા પ્રશ્ન કરશો નહિ, તે યાદ રાખો."

"હા, તે વાત ખરી, પણ—હું તમોને ખરા જીગરથી ચાહું છું, તમોને કાંઇ પણ વિપદની આશંકા જણાય તેનું નિવારણ કરવું એ મારી પવિત્ર ફરજ હું સમજું છું."

મારા શબ્દો સાંભળી જુએદા કાંઇક ખુશ થયેલી જણાઇ. તેણે સહજ સ્મિત કરી માથું હલાવી મારા જમણા હાથમાંની મારા પિતાએ આપેલી અંગુઠી કહાડી ધીમે ધીમે પોતાના હાથમાં પહેરતાં કહ્યું:—" આમીન ! આજની રાત્રીનાં સ્મૃતિચિહ્ન તરીકે મેં આ લીધી છે."

"મારાં એવાં કયાંથી સદ્‌ભાગી હોય કે મારી અંગુઠી તમારાં કરકમળને શોભાવે. વારૂ, પણ તમે જે આશંકા—ભય દર્શાવ્યો તેનું નિવારણ શું મારાથી થઇ શકે એમ નથી ?"

જુએદાએ મારા આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિ પણ ઓરડાની ચારે બાજુએ દૃષ્ટિપાત કરી જોવા લાગી. ચારે બાજુ એથી સુમિષ્ટ સૌરાભરાશિ મારી આસપાસ ફરી વળવા લાગી. મારાં મોહાચ્છન્ન નેત્રો સમક્ષ સુરલોકનું માયાચિત્ર વિકસિત થઈ ગયું.

મેં પુનઃ પૂછ્યું--" તમે અહિં એવાં કયાં બંધનથી આબદ્ધ છો કે, ન્હાસીને છૂટવાને હિમત ચાલતી નથી ? જે વિપદની આશંકા હોય, તેને દૂર કરવી એ બુધિમત્તાનું લક્ષણ મનાય છે માટે મારા જીવના જોખમે પણ હું તમોને મદદ કરીશ. ઇશ્વર મહા દયાળુ છે. તે જેમ મૃત્યુ આપે છે, તેમ જીવન પણ આપે છે."

"તમે જે વાત કહો છો તે સત્ય છે; પરંતુ આ સ્થાનનો ત્યાગ કરી ન્હાસી જવું એ સહેલી વાત નથી. ઘણી હિમ્મતથી હું તમોને આજે અહિં દાખલ કરી શકી છું. ઇશ્વર

જાણે છે કે, તે માટે મને કેટલી વિપદ વેઠવી પડી છે. અહિંથી ન્હાસી જવું એ કાલના મૃત્યુને આજે આમંત્રણ આપવા જેવું છે.”

હું કેટલીક વાર સુધી વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહ્યા. પછી પૂછ્યું–“ અહિંના પહેરેગીરોને લાલચથી વશ કરી શકાય એમ નથી ? ”

“ ના. એવી આશા રાખવી વૃથા છે. પહેરેગીરો જો કે મારા નોકર છે, છતાં એકલા નોકર નહિ પણ આ સ્થળના રક્ષકો પણ છે. મારૂં રક્ષણ કરવાનો ભાર તેઓને શિર છે કોઇ પણ ઉપાયે હું અહિંથી અંતર્ધાન થઇ જાઉં તો તેઓનો વધ થયા સિવાય રહે નહિ. તમે જાણો છો કે અહિંના લોકો કેટલા બધા ક્રૂર હોય છે ? તમે તેઓની ક્રૂરતાનો જે થોડો ઘણો અનુભવ લીધો તે તો યત્ સામાન્ય છે. જો હું અહિંથી પલાયન કરી જાઉં તો પણ મને ફરીથી અહિં આવવું પડે અને તેઓની ક્રૂરતાની કઠોર શિક્ષાનો ભોગ થવું પડે; પરંતુ તમારી તે સ્થિતિ નથી. તમે તમારા સ્વદેશમાં જઇ કેટલાક મહિના બાદ મારી સ્મૃતિને પણ ભુલી જાઓ એમ છે.”

મેં દઢસ્વરે કહ્યું–“ નહિ, તમારી પરીક્ષા ભૂલ ભરેલી છે. તમે જાણી શકતાં નથી કે તમારા પ્રત્યે મારો અનુરાગ કેટલો બધો તીવ્ર છે ! તે પત્થર પર કોતરેલી રેખા જેવો છે–ભૂંસાઈ શકે એવો નથી.”

જુએદાએ જાણે મારી વાત સાંભળી ન હોય તેવો ભાવ દર્શાવી કહ્યું–“ તમે તમારા સ્વદેશમાં જઇ એકાદ સુન્દરી સાથે વિવાહ કરશો. તે સુન્દરીઓ કાંઇ અમારા દેશની માફક કુસંસ્કારી અને અનઘડ હોતી નથી. તેઓ તો ખુલ્લે મ્હોડે મરજીમાં આવે ત્યાં જઇ હરી ફરી શકે છે.”

મેં માથું હલાવતાં કહ્યું–“ ના, ના. જુએદા, તમોને હું મારા પ્રાણ કરતાં પણ વિશેષ ચાહું છું. આ જન્મનાં હું કોઇ બીજી સ્ત્રી સાથે પ્રેમમાં પડું એ અસંભવીત વાત છે.”

જુએદાએ ઉત્તર આપ્યો નહિ. તે મારા મ્હોંડા તરફ જોઇ

હાથમાંની આંગુઠી ફેરવ્યા કરતી હતી. ત્યાર પછી મારો હાથ પકડીને બોલી—"શું ખરેખર તમે મારા માટે પ્રાણ આપવાને તૈયાર છો ? કોઇ પણ જાતના સંકોચ વગર મારા માટે આત્મોત્સર્ગ કરવા જેવો અનુરાગ તમારામાં છે ?"

મેં કોઇ પણ જાતની ચિંતા નહિ કરતાં તરત જ કહ્યું—"તમે મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખો. હું નાહિમતી તેમજ ડરપોક નથી. માત્ર તમારા હુકમની જ રાહ જોઉં છું."

ઝુબેદા મારી નજીકમાં આવી અને મૃદુસ્વરે કાનમાં કહેવા લાગી—"આમીન ! હું ઘણીજ વિપન્નાવસ્થામાં છું. મારાં જીવનની કોઇ કિંમત નથી. આ જીવન જતાં સંસારમાં કોઇનાં દિલમાં વધઘટ થવાની એ હું જાણું છું છતાં મરવાની ઇચ્છા થતી નથી. આટલી ન્હાની ઉમર અને આવું સૌંદર્ય હોવા છતાં અતૃપ્ત આશા—આકાંક્ષાઓ મનમાં સમાવી જ દઇ મરવા માટે શું જગતમાં મારો જન્મ થયો હશે ?"

મેં કહ્યું—"ઝુબેદા, હવે મને વધારે અંધારામાં રાખવો એ એયસ્કર નથી. તમે બધો ખુલાસો કરો. તમો શી વિપદમાં છો ? તમારૂં જીવન શા માટે સંશયગ્રસ્ત છે ? તમારા પ્રાણની રક્ષા કરવાનો બોજો મારા શિરે ઉઠાવવાં પહેલાં મારે તમારી વિપદથી માહિતગાર થવું જોઇએ !"

ઝુબેદા—"આમીન, પ્રકૃતિનું એક અદ્દભુત રહસ્ય હું જાણું છું. પ્રેતલોકના અતિ કૌતુહલોદ્દીપક રહસ્યમાં આ અભાગિનીનો દૃષ્ટિ પ્રવેશ થયો છે. તેનાંજ બળે મેં એવી શકિત મેળવી છે કે જે શક્તિનો જો ઉપયોગ કરવામાં આવે તો મહા ભયંકર પ્રલયકાંડ ઉત્પન્ન થયા શિવાય રહે નહિ. પરંતુ મારા જીવન ઉપર એક અભિશાપ આવી પડયો છે—જીવનની કોઇ આશા નથી. માત્ર તમે જીગરથી પ્રયત્ન કરો તો આ પ્રબળ મૃત્યુ સ્ત્રોતમાંથી મને ખેંચી મારો ઉધ્ધાર કરી શકો એમ છો. છતાં મારા મનમાં એક શંકા રહ્યા કરે છે. તમે પરદેશી છો એટલે મારા જેવી એક વિદેશિની રમણી માટે આટલો આત્મોત્સર્ગ કરી શકશો કે નહિ ?

તેની શંકા રહ્યા કરે છે. માટે હું તમોને બધું રહસ્ય કહી સંભળાવું તેને સત્ય માની તમે તેમાં વિશ્વાસ મૂકી શકો છો કે નહિ તે જાણવા ઇચ્છું છું. આમીન ! તે ઘણીજ અદ્દભુત અને રહસ્યમય કથા છે ! ”

મેં કહ્યું:–“ તમે જે કાંઇ કહેશો તે વાત ગમે તેવી અસંભવિત અને પ્રાકૃત હશે તો પણ તમારા એકેએક શબ્દોમાં હું વિશ્વાસ રાખીશ. પૃથ્વિ ઉપર એવી અનેક ઘટનાઓ બને છે કે જે સ્વાભાવિક રીતે જ માની શકાતી નથી. પરંતુ તમારાં વાકયોને હું ઇશ્વરનાંજ વાકય માનીશ. તમે જે કહેશો તેને સત્ય માની તમારી આજ્ઞાનું પાલન કરીશ અને મારા પ્રાણની પણ દરકાર કર્યાં વિના તમારો ઉધ્ધાર કરી તમારી સાથે વિવાહ–”

“ બસ કરો. ” જુબેદા મને આગળ બોલતો અટકાવી બોલી. “ વિવાહનો શબ્દોચ્ચાર કરશો નહિ. વિવાહ એ શી વસ્તુ છે, તેની હું ધારું છું કે, તમને ખબર નથી. વિવાહના પાશમાં હું બધ્ધ થઇ શકું એમ નથી. કારણ કે, મારું જીવન કયા વખતે દેહથી વિચ્છિન્ન થઇ જશે તેનો ભરોસો નથી. ”

“ પરંતુ તમારા કહેવા ઉપરથી જાણી શકાય છે કે, મૃત્યુના હાથમાંથી બચવાનો તમારા હાથમાં ઉપાય છે. તે ઉપાય મને બતાવશો ? ”

“ તમારે જાણવો છે ? જાણવો હોય તો તમોએ લીધેલી પ્રતિજ્ઞા બરાબર પાળવી પડશે. મારી સાથે પ્રકૃતિના અજ્ઞાત રહસ્ય–રાજ્યમાં પ્રવેશ કરવો પડશે. ”

“ ઘણી જ ખુશીથી. ”

હું વધારે બોલું તે પહેલાં જુબેદાએ એક રૂપાની ઘંટડી વગાડી કે તરતજ ચમકિત પોશાકમાં સજ થયેલો એક હબસી ગુલામ તે ઓરડામાં દાખલ થયો. પહેલાં તે ગાલીચા ઉપર નીચો વળ્યો અને જુબેદાને અભિવાદન કરી તેની રાહ જોતો ઉભો રહ્યો.

એટલામાં બીજી બે દાસીઓ શુભ્ર વસ્ત્ર પરિધાન કરી

હાથમાં મોટું સ્વર્ણપાત્ર લઇ ત્યાં દાખલ થઇ. આ સ્વર્ણપાત્ર સુગન્ધિત પાણીથી ભરેલું હતું. જુબેદાએ તે પાત્રમાં હાથ બોળી બન્ને હાથો ધોઇ નાખ્યા અને તે પ્રમાણે મને પણ ધોવાની આજ્ઞા કરી.

હાથ ધોઇને લૂછી રહ્યા બાદ જુબેદાએ મને કહ્યું—"આમીન ! તમારા આત્મામાં જરા પણ ભયનો સંચાર હોય તો મને પહેલેથી કહી દો. મારી સાથે તમોને મૃત્યુના દ્વારમાં આવવું પડશે—ત્યારે શું આપણુને ઉભયને મૃત્યુયંત્રણાઓ પણ ભોગવવી પડશે ! કહો, તમારામાં હિંમત છે ?"

હું તો સ્તબ્ધ બની તેના મ્હોડા સામુંજ જોઇ રહ્યો. પછી હિંમત લાવી બોલ્યો—"જુબેદા, તમારા માટે ગમે તેવા વિકરાળ કાળના મુખમાં પડવાને હું તૈયાર છું."

જો કે, મેં આ શબ્દો હિમ્મતથી તેને કહી સંભળાવ્યા, પણ તે વખતે મારૂં હૃદય તો ધડકતું જ હતું. રગોમાં લોહીનો પ્રવાહ એક સરખો વહ્યા કરતો હતો. હું ઉપરોક્ત જવાબ આપી શાંત ચિત્તે જુબેદા બીજો શો હુકમ કરે છે, તેની રાહ જોતો તેના મુખ સામે જોઇને ઉભો રહ્યો.

જુબેદાની ઇશારત થતાં જ બીજી એક બાંદીએ સ્વર્ણ દીપક સળગાવ્યો. તેમાંથી આસમાની રંગનો પ્રકાશ નીકળવા માંડ્યો. હું દિગ્મૂઢ બની જઇ વિચારવા લાગ્યો કે, મારી નજર સામેજ તે રહસ્યમય બનાવની શરૂઆત થઈ ગઇ છે. જુબેદા મને કયે સ્થળે લઇ જવા માગે છે ? શું કરવા ઇચ્છે છે ? આ વિચારોએ મને મુઝવ્યો અને સ્તંભિત બની હું ઉભો રહ્યો.



અમે જે ઓરડામાં ઉભાં હતાં ત્યાં એક રૌપ્યમય મુક્તાભૂષિત મેજની ઉપર સ્વર્ણદીપક મૂકી હબસી ગુલામ ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી થોડી વારમાં જ તે એક હીરાજડીત દાબડો જુબેદાના હાથમાં મૂકી બહાર ચાલ્યો ગયો.

જુબેદાએ તે દાબડો પોતાના હાથમાં લીધા બાદ મારા તરફ જોઇને કહ્યું—"હવે હું જે અનુષ્ઠાન ક્રિયાઓ કરીશ, તે અતિ ભયંકર છે. એટલું જ નહિ પણ તેથી ધર્મહાની થવાની સંભાવના પણ રહે છે. અનેક અદ્‌ભુત રહસ્યો તમારી નજરે પડશે. જે સંકટમાં પડવાને આપણે તૈયાર થયાં છીએ—તેમાં આપણા પ્રાણ જવાની પણ આશંકા રહે છે—અરે ! વધારે શું કહું : કદાચિત આપણો આત્મા પણ નર્કમાં પડે."

ભયભીત બની જીજ્ઞાસાવૃત્તિથી મેં પૂછ્યું—"જીવન જવાનો પ્રસંગ આવે કિંવા આત્મા નર્કમાં પડે, એવા કઠણ કાર્યમાં હસ્તક્ષેપ કર્યા સિવાય તમારો ઉધ્ધાર થઇ શકે એમ નથી ?"

"ના, બીજો કોઇ ઉપાય નથી. તમે શું એમ માનો છો કે હાથે કરીને કોઇ મોતને આલિંગન કરવાની ઇચ્છા કરે ? જુઓ, આ દાબડામાં ભસ્મ છે. તે કોની છે તે જાણો છો ? એ હજાર વર્ષ પહેલાના ન્યૂમિડિયાના રાજા મેસિનિસની છે. આ ભસ્મની સહાયતાથી જ આપણે પ્રકૃતિના અજ્ઞાત રહસ્યના ભેદ ઉકેલી શકીશું."

એટલું કહી જુબેદાએ તે દાબડામાંથી એક મુઠ્ઠી ભરીને ભસ્મ બહાર કહાડી પેલા અદ્‌ભુતાકૃતિ દીપકપર થોડી થોડી ફેંકવા માંડી. પહેલાં તો દીપકનો પ્રકાશ અત્યંત ઉજ્વલ થવા લાગ્યો, પરંતુ પછીથી એકાએક ભયાનક ધૂમાડાથી આખો ઓરડો ભરાઇ ગયો. આ ધુમાડો મારી શ્વાસ નલિકાઓમાં પ્રવેશ કરી મને મુંઝવવા લાગ્યો. જુબેદાએ ત્રણવાર મંત્રોચ્ચાર કરી ત્રણ મુઠ્ઠી ભસ્મ દીપક ઉપર નાખી. આ વખતે તેની દાસીઓ ઘુંટણીએ પડી બે હાથ જોડી તેની સાથે મંત્રોચ્ચારનો સૂર પૂર્તો કરતી હતી. ત્યાર પછી જુબેદાએ થોડી ભસ્મ ચપટીમાં લીધી અને મારા લલાટ પર ચોપડી. એવીજ રીતે તેણે

પણ પોતાનાં વક્ષસ્થળ અને લલાટ પર ભસ્મ ચોપડી દીધી.

પછી ઝુબેદાએ ગંભીરપણે ઇશારત કરતાં જ એ દાસીઓ બીજા ખંડમાં ગઇ અને હાથની અંદર એક નાનો પ્યાલો લઇ આવી. આ પ્યાલામાં સફેદ પ્રવાહી પદાર્થ દેખાતો હતો. એક દાસીના હાથમાં તીક્ષણ ધારવાળી છુરી પણ મારા જોવામાં આવી. છુરીનો હાથો સોનાનો હતો અને તેમાં કીમતી જવાહીરો જડી લેવામાં આવ્યાં હતાં. છુરી અને પ્યાલાને એક ન્હાના મેજ ઉપર રાખ્યા બાદ દાસીઓ તે ઓરડો છોડી બહાર ચાલી ગઇ.

ત્યાર પછી ઝુબેદાએ પોતાનાં ઉજ્વળ ચક્ષુઓ મારી તરફ વાળ્યાં અને કહ્યું:—" આમીન ! હવે જલ્દીજ પ્રકૃતિનાં અદ્દભુત ગુપ્ત રહસ્યનો પરિચય તમોને થઇ જશે. આ રહસ્ય સમસ્ત પૃથ્વી પર મારા સિવાય બીજુ કોઇ જાણતું નથી. મારી સાથે હવે તમે જે કાંઇ જુઓ—અનુભવો, તે ગમે તેવું અદ્દભુત કાર્ય હોય તો પણ બહાર તેનો પ્રકાશ નહિ કરવાની તમે પ્રતિજ્ઞા લીધી છે તે યાદ રાખજો. તમે મને ચાહો છો. આપણો પરસ્પરનો આ પ્રેમ મૌખિક નથી પણ ઉભયનાં હૃદયનો—આત્માનો યોગ થઇ ગયો છે. આ પ્રવાહી પદાર્થ અને છુરી આપણા આત્માનાં બંધનોને વિશેષ દૃઢ બનાવશે એવી મને ખાત્રી છે."

મારૂં માથું ભમવા લાગ્યું. શ્વાસ પણ ઘણી મુશ્કેલીથી હું લેવા લાગ્યો. આખો ઓરડો જાણે મારી નજર સામે ફરતો હોય એમ જણાવા લાગ્યું. મેં ઝુબેદાને પૂછ્યું.:— " તમોને ચાહે, તેના મુક્તિલાભ માટે બીજો કોઇ ઉપાય નથી શું ?"

" ના, તેને શાન્તિ કિંવા આનંદ મળી શકે એમ નથી. એટલું જ નહિ પણ ઇશ્વરની દયા માટે પણ તેને અધિકાર રહેતો નથી."

" તો પછી પ્રકૃતિનું રહસ્ય જાણવાથી શું ફાયદો ? જગતની અંદર મનુષ્ય શાંતિ—આરામ—આનંદ ઇચ્છે છે. આમાનું

એક પણ મળવાની સંભાવના નથી, તો પછી જીવનને આવું કષ્ટ આપવાની શી જરૂર છે ?"

આ પ્રશ્નનો ઉત્તર તમને હમણાં મળશે નહિ. મેં તમોને પહેલાં જ વિપદની સંભાવના માટે કહ્યું હતું અને તમે બધી વિપદો માથા પર લઇ મને સહાય કરવાનું વચન આપ્યું હતું. તે વચનનો શું તમે હવે ભંગ કરવા માગો છો ? શું તમે આટલી વારમાંજ ભયથી કંપી ગયા છો ?"

"ના, ના. જુબેદા, હું ભયથી ડરતો નથી. ભયથી ફરી જઇ હું તમારી સાથે વાત કરતો નથી. તમારા પર મારો અગાધ વિશ્વાસ છે, મારા પ્રાણની પણ પરવાહ કર્યા વગર તમારી સેવા કરવા હું તૈયાર છું. તમારા રહસ્યનો ભેદ જાણવાને હું બહુ ઉત્સુક છું."

"હા, તમે બોલો છો ખરા, પણ કોઈ કોઇ વાર તમારા હૃદયમાંથી નિરૂત્સાહના નિશ્વાસ નીકળતા જણાઇ આવે છે. તેમાં તમારો વાંક નથી, એ મનુષ્ય પ્રકૃતિની દુર્બળતાનું ફળ છે. તમારા હૃદયની આ દુર્બળતા દૂર કરવા માટે મારે એક કામ કરવું પડશે. જુઓ, આ પ્યાલાની અંદર જે પ્રવાહી પદાર્થ છે, તેનો તમારા લોહીમાં પ્રવેશ કરાવવો પડશે. આ છુરીની અણીથી એ હું તમારા શરીરમાં દાખલ કરીશ. આ પ્રવાહી પદાર્થ એક પ્રકારનું વિષ છે. આ પદાર્થનું એક જ બિંદુ મનુષ્યના પ્રાણ લઇ લેવાને પુરતું છે, પરંતુ તેનામાં એક ખાસ વિશેષ ગુણ છે. જો ત્રણ વખત તેને ફરી ફરીને શરીરમાં દાખલ કરવામાં આવે તો મગજ શકિત વધે છે અને શરીરની અંદરથી ભયનો નાશ થઇ નવી શકિત પ્રાપ્ત થાય છે."

એટલું કહી જુબેદાએ મારો હાથ ખેંચી લઇ પોતાના હાથમાં પકડયો અને કોટ ખસેડી નાખી પેલી છુરીના અગ્રભાગેથી હાથને ટોચી પ્રવાહી પદાર્થનું એક ટીપું તેમાં મુકી દીધું. આહ ! આ એક ટીપાએ તો મારૂં શરીર બળતું હોય તેમ ભયંકર અગ્નિ જ્વાળાઓ ઉત્પન્ન કરી દીધી. મેં મારો હાથ પાછો ખેંચી લેવા માંડયો, પણ જુબેદાએ છોડયો નહિ. તેણે બીજી વખત પણ

તેવીજ રીતે એક બિંદુ મારા શરીરમાં પ્રવેશ કરાવી દીધું. આ વખતની અગ્નિજવાળા એટલી તો વધી ગઇ કે જાણે હું બેશુધ્ધ થઇને જમીનપર પડી જઇશ એમ જણાવા લાગ્યું.

"જરા શાંતિ પકડો–માત્ર હવે એકજ બિંદુ અને મામલો ખતમ. એમ કહી જુબેદાએ ત્રીજીવાર મારા શરીર પર વિષ પ્રયોગ કરવા માંડયો. દુઃખથી મારૂં મુખ વિકૃત બની ગયું હતું. મેં જોરથી હાથ ખેંચ્યો, પણ પોતાનાં હાથમાંથી તેને છૂટવા નહિ દેતાં જુબેદા બોલી:–"શું બહુ દુઃખ થાય છે?"

"હા, જાણે કે તપાવેલા લોઢાનો રસ શરીરમાં રેડયો હોય તેમ અગ્નિજવાળાઓ ઉત્પન્ન થાય છે–મારાથી આ જવાળાઓ સહન થઇ શકતી નથી."

જુબેદા–કઠણ હૃદયની જુબેદા–મારી વિનવણીથી જરા પણ વિચલિત નહિ થતાં શાંત ભાવે બોલી:–"આટલામાંજ ડરી જઇ પાછળ પગલાં ભરશો તે હવે કેમ ચાલશે? હવે તો જે હાથમાં લીધું છે, તે પુરૂં કર્યે જ છુટકો. તમારાં શરીરમાં બે બિંદુઓનો પ્રવેશ કરાવ્યો છે. હવે માત્ર એક જ બિંદુ–તે જો નહિ દ્યો તો તમારી સ્થિતિ વિપરીત થઇ જશે. આવો, ત્રીજું બિંદુ તમારા શરીરમાં મૂકી દઉં–આ બિંદુ અમૃત સમાન છે."

એટલું કહી છુરીની અણીથી ચામડી ટોચી તેણે ત્રીજીવાર વિષ પ્રયોગ કર્યો. આ વખતની યંત્રણા હું સહન કરી શકયો નહિ. મારા પગ સ્થીર રહ્યા નહિ, હું ઉન્મતની માફક અધીર બની પટકાઇ પડયો.

પરંતુ મારી અજાયબી વચ્ચે મેં શું જોયું? જુબેદાએ છુરી લીધી અને પોતાના હાથમાં ત્રણ સ્થળે ટોચી તેમાં પેલા પદાર્થનાં ટીપાં નાખી દીધાં! આ વખતની તેની દઢતા અને ધૈર્ય જોઈ હું અત્યન્ત વિસ્મિત બની ગયો. કોમળાંગી રમણીની આવી સહનશીલતા મેં ક્યારેય જોઇ નહોતી.

આટલું કાર્ય પૂર્ણ થતાં જ જુબેદાએ સહજ વિરક્ત બની પેલી છુરી ફેંકી દીધી અને પોતાના લલાટ ઉપર હાથ ફેરવવા માંડયો. તેના મ્હોડા પર જે અસ્વચ્છંદતાનો ભાવ

દેખાતો હતો તે દૂર થઇ ગયો. પછી તે બોલી—" આમીન ! આજથી તમારો અને મારો સંબંધ અવિચ્છિન્ન બન્યો છે આજે ઉભયના આત્માનું મિલન થયું છે. આજ પછી જગતની એવી એક પણ શક્તિ નથી કે જે તમારા આત્મા સાથે મારા આત્માનો વિચ્છેદ કરાવી શકે. આપણે હવે એક થયાં છીએ—જૂદાં નથી."

પ્રવાહી કહો, યા તે વિષયી કહો—હું ધીમે ધીમે બેશુધ્ધ થવા લાગ્યો. મારૂં માથું ભમવા લાગ્યું. આખું વિશ્વ જગત મારી નજર સામે ફરી જઇ દુર જતું એમ જણાવા લાગ્યું. આસ્તે આસ્તે જુએદાની મુખ છબી અસ્પષ્ટ દેખાવા લાગી. તેનો કંઠસ્વર દુરથી આવતી સંગીતની તાન માફક હવામાં મળી જતો હોય તેમ ભાસ થવા લાગ્યો.

એકાએક ઉન્માદિનીની માફક જુએદા મારી સામે ઉભી રહી અને પોતાનાં વક્ષ સ્થળ પરનું વસ્ત્ર ખસેડી નાખતાં બોલીઃ—" આમીન ! વિષપ્રયોગની અસર થવા લાગી છે. ધીમે ધીમે દેહમાંથી જીવ નીકળી જવા માંડયો છે. થોડા વખતમાં જ આપણો પ્રાણ વિયોગ થઇ જશે."

મેં ભયભીત બની લથડતા અવાજે કહ્યું—"ઓહ ! ત્યારે શું મને વિષપ્રયોગથી મારી તું મારી સાથે મરી ? જુએદા—જુએદા ! કુસુમમાં આવો કીટક, ચંદ્રમાં આવું કલંક, રમણી-હ્રદયમાં આવું કાલકુટ વિષ શું સંભવે છે ? તોબા—તોબા—ખરેખર, હું પણ મરૂં છું."

જુએદા મને આશ્વાસન આપતાં બોલીઃ—" આમીન ! ખોટા આક્ષેપો કરવા છોડી દો. મારા પર તમે વિશ્વાસ રાખો હું વિશ્વાસઘાતિની નહિ બનું. હું તમોને જે કાંઇ બતાવીશ, તેનું જ્ઞાન સમસ્ત માનવ જાતિમાં મારા સિવાય કોઇને નથી. તે અપૂર્વ દ્દશ્યની કલ્પના પણ થઇ શકે એમ નથી. તમારા કહેવાતા સુધરેલા દેશના લોકો જડવિજ્ઞાનનો દંભ કરી જે શેખી મારે છે, તેઓ પણ આ જ્ઞાન સુધી પહોંચી શકયા નથી. તમારી નજર સામે ચિરઅંધકારાવ્રત પરલોકનાં વિસ્મયજનક દ્દશ્યો—અભૂતપૂર્વ અદ્દભૂત ઘટનાઓ—વિકસિત થશે, તેને માટે મૃત્યુને

આલિંગન કરવાનો ભય રાખવો એ તમારા જેવા વીર પુરૂષને શોભતું નથી. આ ઇચ્છામૃત્યુ છે ! આ મૃત્યુ હમેશનું વિરહ-વેદના યુક્ત નથી કે જગતમાં આપણી દષ્ટિ સામે દેખાય છે ! આ તો માનસિક શક્તિનો વિકાસ છે. આ શક્તિના વિકાસ દ્વારા દેહની સાથે મનનો સંબંધ વિશેષ દૃઢ થાય છે, આત્મા દેહનો સંબંધ ત્યાગ કરી જડજગતની સીમા વટાવી જઇ ચેતનાના રાજ્યમાં પ્રસ્થાન કરે છે. આપણા જીવનનો તે સમયજ આવી પહોંચ્યો છે હું સ્પષ્ટ રીતે જોઇ શકું છું કે, આપણા આત્માઓને દેહત્યાગ કરવાને હવે વધારે વિલંબ નથી—આપણે મૃત્યુના સોપાન પ્રદેશ સૂધી આવી પહોંચ્યાં છીએ. જીવન જાણે કે વાયુ પ્રવાહથી હીલતી દીપકની જ્યોત માફક ચંચળ બની ગયું છે."

જુબેદાની વાત સાંભળી હું ઉત્સાહિત થઇ શક્યો નહિ. મારો મરણકાળ આવી પહોંચ્યો હતો. જુબેદાનો કંઠસ્વર પણ મૃત્યયંત્રણાથી કંપિત બની લથડતો હતો તેનું મુખ પાડુંવર્ણ બની ગયું. બન્ને ચક્ષુઓ નિસ્તેજ થઇ ગયાં. આખરે ઉન્માદિની સ્રીની માફક તે એકાએક ચંચળ બની ગઇ—તેનાં બન્ને ચક્ષુઓ એક પ્રકારનાં અસ્વાભાવિક તેજથી ચમકી ઉઠયાં. તેનાં આખા શરીરમાંથી જાણે કે વિદ્યુત પ્રવાહ વહેતો એમ જણાવા લાગ્યું હું મંત્રમુગ્ધ બની આ માયાવિની જાદુગરીનાં મુખ સામે એકીટસે જોઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૦ મું



જુએદાનાં નેત્રોમાં વૈદ્યુતિક પ્રવાહનો સંચાર થયેલો જોઈ આશ્ચર્યથી સ્તંભિત બની જઈ હું મૂઢની માફક કેટલીક ક્ષણ સુધી ઉભો રહ્યો. મારી નસો માંહેલો રક્તપ્રવાહ જોરથી વહેવા લાગ્યો. શરીરની ગરમી એટલી તો વધી કે તેનો ઉત્તાપ હું સહન કરી શક્યો નહિ. મારો કંઠ પ્રદેશ સુકાવા લાગ્યો. મારૂં આખું શરીર થરથર કંપવા લાગ્યું. ભયચકિત બની મેં મારા ચક્ષુઓ બંધ કરી દીધાં.

મારાં મૃત્યુનો હવે વિલંબ નથી, એમ મને જણાવા લાગ્યું. મારા આત્માનું આકર્ષણ કરી તેને કોઈ મૃત્યુની સામેપાર અજ્ઞાત રાજ્યમાં લઈ જતું હતું. એકાએક મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો. જુએદા મારા હૃદયની ઉપાસ્ય દેવતા જુએદા-દીવાની તો નહિ બની ગઈ હોય ? હું શાન્તભાવ ધારણ કરવા ઘણા પ્રયત્નો કરવા લાગ્યો, પણ તેમાં ફ્તેહ મળી નહિ. મારૂં હૃદય ભયથી ધડકવા લાગ્યું.

જુએદા મારા મુખ ઉપર તેની અસ્વાભાવિક ઉજ્વલ દૃષ્ટિથી જોઈ બોલી:–"હવે આપણી સંપૂર્ણ તૈયારી થઈ ગઈ છે. આપણો આત્મા દેહથી વિચ્છિન્ન થઈ જાણે કે દૂર પ્રદેશમાં ચાલ્યો જતો હોય એમ જણાય છે. આમીન ! ત્યાંના અદૃષ્ટપૂર્ણ દૃશ્યો જોવા માટે મારી સાથે તૈયાર થાવ."

એટલું કહી જુએદાએ મારો હાથ પકડયો અને બલપૂર્વક તેને દબાવી એક ગુપ્તદ્વાર તરફ જવા લાગી. હું પણ મંત્રમુગ્ધવત તેની પછવાડે જવા લાગ્યો.

ગુપ્તદ્વાર ખોલી તેમાં દાખલ થતાંજ એક અપ્રશસ્ત સુરંગ પથ મારી દૃષ્ટિએ પડયો. તેની અંદર ઉતરવા માટે એક પત્થરની સીડી હતી. સીડી પરથી અમે નીચે ઉતરીયે તે પહેલાં તેણે ગુપ્તદ્વાર બંધ કરી દીધું. સુરંગમાં આ વખતે ઘોર અંધકાર વ્યાપેલો હતો; પરંતુ જુએદાએ પોતાના એક હાથમાં દીવો

લીધેલો હોવાથી તે ધીમે ધીમે આગળ ચાલવા લાગી.

હું જુબેદાના હાથમાં બંદીવાન થઇ ગયો હતો. ઇચ્છા થાય તો પણ તેના હાથમાંથી છુટી શકાય એમ નહેતું. અર્થાત હવે તો જે થાય તે જોયા કરવું એમ માની ભયભીત બની હું તેની પછવાડે ચાલવા લાગ્યો. તેના ચાલવાથી શરીર પરના અલંકારો અને વસ્ત્રોનો મૃદુલ ગુંજનધ્વનિ થતો હતો અને તેથી પાષાણુબધ્ધ સુરંગ પથમાં ઘોર શબ્દધ્વનિ પ્રતિધ્વનિત થતો હતો. સુરંગ માહેલી હવા ગરમ થઈ ગયેલી હતી એટલે શ્વાસ લેવા માટે પ્રતિકુળ જણાતી હતી. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યાં, તેમ તેમ સુરંગ પથ સાંકડો થવા લાગ્યો. કેટલા યુગોની ધુળથી આ રસ્તો છવાઇ ગયેલો હશે તેની કલ્પના પણ હું કરી શકતો નહોતો. આ સુરંગપથ ખલાસ થતાંજ એક બારણું આવ્યું. બારણું ઉઘાડી અમે જમણા હાથ તરફ કેટલેક દૂર સુધી ચાલવા લાગ્યાં. તે રસ્તો પણ ઘણોજ સાંકડો હતો.

ચાલતાં ચાલતાં જુબેદા એકાએક ઉભી રહી અને મારા ચ્હેરા સામે જોવા લાગી. દીપકના અજવાળામાં મેં પણ તેના મુખ તરફ જોયું. તેનાં મુખનું પરિવર્તન થઇ ગયું હતું. હું દિંગમૂઢ બની તેની સામે જોઇ રહ્યો. મેં શું જોયું ? વિષ પ્રયોગથી તેનું યૌવનસુલભ વિકસિત સૌન્દર્ય—જેનું હું રાત દિવસ ધ્યાન ધરતો હતો અને જેને માટેજ હું તેના પાદપદ્મમાં મરવા માટે આવ્યો હતો—તે સૌન્દર્યનો નાશ થઇ ગયો હતો. તેનું મુખ વિવર્ણ બની ગયું હતું. ચક્ષુઓ નિસ્તેજ—જ્યોતિહીન—દેખાતાં હતાં. લલાટ પરનું માંસ સુકાઇ ગયેલું હતું. જાણે કે અસહ્ય યંત્રણાઓ ભોગવતી તે ગુપ્તપથમાં મહાયાત્રા કરતી હોય એમ દેખાતું હતું.

મેં તેની સામે જોઇને પૂછ્યું:—" તમારા આત્માને બહુ દુઃખ થાય છે ? તમોને કોઇ પણ જાતની સહાયતાની જરૂર છે ? "

" ના. આ દુઃખ-યંત્રણાઓમાંથીજ આપણે પસાર થવું પડશે. જ્ઞાનનો પથ સુખમય નથી. તેની ફલપ્રાપ્તિ માટે જીવ-

સટોસટની પરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે. આમીન ! મારા માટે તમે ચિંતા કરશો નહિ તમે પણ હિંમત હારશો નહિ. સાહસ અને હિંમત વિના આ પથે આગળ વધી શકાય એમ નથી. અજ્ઞાત રાજ્યની સામેજ રહસ્ય મંદિર છે. તે મંદિરમાં હવે આપણે પ્રવેશ કરીશું; પરંતુ તમને વિનંતિ કરીને કહું છું કે, તમે તમારા મગજને ઠંડુ રાખજો—જરા પણ ચંચળ થવા દેશો નહિ અને તમારી વિવેચનાશકિત જડતા પ્રાપ્ત ન કરે તેની ખબરદારી રાખજો. તમે જે કાંઇ જુઓ તેનો યુકિત કિંવા તર્કદ્વારા તેનાં કાર્યકારણનો વિચાર કરજો. આમીન ! તમારા અને મારા આત્માનું મિલન થઇ ગયું છે, એટલે આપણે જે જ્ઞાન પ્રાપ્ત કરશું તેનાથી આપણે આપણા સ્વજાતિય સમાજ ઉપર અખંડ પ્રભુત્વ સ્થાપિત કરી શકીશું. આપણે જે કાર્ય માટે અત્યારે અગ્રેસર થયાં છીએ તે માત્ર કૌતૂહલની શાંતિ માટે નથી, પણ તે દ્વારા સિધ્ધિ મેળવ્યા બાદ ભવિષ્યની કેટલીક આશાઓ પૂર્ણ કરવા માટે છે. આપણે મૃત્યુના મુખ સુધી આવી પહોંચ્યા છીએ, પરંતુ ભય પામતા નહિ જીવન અને મૃત્યુનાં સંધી સ્થળે આવી પહોંચ્યા સિવાય આ લોકથી પણ દૂર એવાં પરલોકનાં રહસ્યજ્ઞાનનો લાભ મેળવવાનો કોઇને બિન્દુ માત્ર પણ અધિકાર નથી.''

મારૂં માનસિક ચંચળપણું જુએદાની દષ્ટિએ જરાપણ પડવા દેવું નહિ એમ વિચારી બાહ્ય દઢતાનો ભાવ બતાવતાં મેં તેને કહ્યું:—"સુન્દરી ! જ્યાં સૂધી તમે મારી સાથે છો, ત્યાં સૂધી હું શયતાનથી પણ ડરૂં એમ નથી. તો પછી પરલોકની તો વાતજ શી કરવી !''—આ શબ્દો હું બરોબર ઉચ્ચારી શકયો કે નહિ તે હું કહી શકતો નથી, પરંતુ એટલું તો ખરૂં કે આ શબ્દો બોલતાંજ મારૂં મસ્તક જાણે ભમી ગયું એમ મને જણાયું.

તેણે પુનઃ પૂછયું:—"આમીન ! તમે જે કાંઇ જુઓ તેના વિષે મૃત્યુલોકના કોઇ પણ માનવી પાસે એક શબ્દોચ્ચાર પણ કરશો નહિ, એ પ્રતિજ્ઞા તમોને યાદ છે ને ?''

મેં કહ્યું:—"હા, યાદ છે. તે ભૂલી શકાય એવી પ્રતિજ્ઞા નથી. મારા માટે તમે એટલી ખાત્રી રાખજો કે, પ્રાણ જતાં પણ તે વાતનો હું સ્ફોટ કરીશ નહિ."

"વારૂ, ત્યારે જુઓ; સામે રહસ્ય મંદિરનું દ્વાર દેખાય છે. ચાલો મારી સાથે. ઇશ્વર ઉપર ભરોસો રાખજો. તે તમારા આત્માનું કલ્યાણ કરશે." એટલું કહું જુએદાએ રહસ્ય મંદિરના દ્વાર પરનો પડદો ખસેડી નાખ્યો અને અમે મંદિરમાં પ્રવેશ કર્યો.

એક અંધકારમય ઓરડામાં અમે આવી પહોંચ્યાં; પરંતુ તે અંધકારમય ઓરડાની વસ્તુઓ મારી દૃષ્ટિથી અગોચર રહી નહિ. હું એક સ્થાને શાંત ભાવ ધારણ કરી ઉભો રહ્યો અને તેનું અવલોકન કરવા લાગ્યો. જેમ જેમ હું વધારે નિરીક્ષણ કરવા લાગ્યો તેમ તેમ મારૂં હૃદય સ્તંભિત બની ગયું અને રગોમાં લોહી પ્રવાહ ઠંડો પડી જવા લાગ્યો. મારી અજાયબી વચ્ચે મેં જોયું તો જણાયું કે, ઓરડો કાંઇ બહુ મોટો નહોતો. વચ્ચોવચ્ચ એક કાળો ગાલીચો બીછાવવામાં આવ્યો હતો. ગાલીચો ઘણોજ સુકોમળ હતો. એક વાર મનમાં ઇચ્છા થઇ આવી કે થોડો વખત ગાલીચા પર આડો પડી શાંતિ લઉં; પરંતુ જુએદાના હુકમ પ્રમાણેજ ચાલવાનું હોવાથી મેં મારી ઇચ્છા મનમાંજ દબાવી દીધી. ઓરડાની દિવાલો સંગેમરમરના પત્થરોની હતી અને તેના પર ઉત્તમોત્તમ બારીક નકસીકામ કરવામાં આવ્યું હતું. એક બાજુ એક ગોળાકાર વેદી આવેલી હતી. વેદી અષ્ટધાતુની બનાવવામાં આવેલી હતી. તેના પર એક રત્નદીપ બળતો હતો. દીપકનું તેજ માત્ર નામનુંજ હતું. વેદીની પછવાડેના ભાગમાં એક રકતવર્ણી તારો ઝળકી રહ્યો હતો. તેમાંથી રકતપ્રકાશ નીકળતો હતો. અંધકારની નિબીડતા દૂર કરવાને બદલે તે તેમાં ઓર વધારે કરતો હતો. તેના ચમકારાથી ઓરડાની ભીષણતા વિશેષ જણાતી હતી.

હું મંત્રમુગ્ધ સર્પની માફક તે દિશા તરફ આગળ વધવા લાગ્યો. જુએદા મારી પછવાડે ચાલતી હતી. તેણે મને એક

દમ આગળ વધતો અટકાવી દીધો અને પોતે વેદીની પાસે ઉભા રહી ઘુંટણીએ પડી. પછી પોતાનું માથું ઠેઠ ગાલીચા સુધી લઈ ગઈ અને ન સમજી શકાય તેવા મંત્રનો બડબડાટ કરવા લાગી. આવી રીતે તેણે ત્રણ ચાર વાર વેદીને પ્રણામ કર્યાં ત્યાર પછી બન્ને હાથોમાં માથું દબાવી, ઉંચે જોઇ મારાથી અપરિચિત એવી ભાષામાં કાંઇક બોલવા લાગી. તે કોને લક્ષ્યમાં રાખી શું બોલતી હતી, તે મારા સમજવામાં આવ્યું નહિ.

આટલા વખતમાં મેં એક નવી શોધ કરી. ભયચકિત દ્દષ્ટિએ હું આખા ઓરડાનું નિરીક્ષણ કરતો હતો. આ નિરક્ષણમાં કાળો ગાલીચો જે વચ્ચોવચ્ચ પાથરેલો હતો તે જોઇ હું અજાયબીથી દિંગ્મૂઢ થઇ ગયો. તે ગાલીચો શેનો હતો? બીજા કશાનો નહિ પણ મહા વિષધર કાળા સર્પનો! કેટલાક સાપો ગોળાકૃતિમાં ત્યાં પડયા હતા અને તે અંધારામાં ગાલીચાનો ભાસ આપતા હતા તે સિવાય કેટલાક કાળા વીંછીઓ પણ વેદીપર અહિંતહિં દોડતા મારી દ્દષ્ટિએ પડયા! કેટલાક સર્પો કુંડલીના આકારમાં બની જઇ તેઓનાં ચમકિત નેત્રોથી મારી સામે લોલુપદ્દષ્ટિથી જોઇ રહ્યા હતા. તેઓનાં નેત્રોનો આ ચમકારો ઘોર અંધારી રાત્રે ગગનમંડળમાં ચમકતા નક્ષત્ર ગણ જેવો દેખાતો હતો. તેઓના મ્હોડાના ફુંફાડા ઓરડાની શાંતિનો ભંગ કરતા હતા. છતાં જુએદાનું ધ્યાન તેઓ તરફ નહોતું. તે તો ખુલ્લા પગે તેઓના પર ફર્યા કરતી હતી.

મંત્રોચ્ચાર પૂર્ણ થયા બાદ જુએદા પુનઃ નીચી વળી અને વેદી પરનું આવરણ ધીમે ધીમે ખેંચી કહાડ્યું. તરતજ એક પ્રાચીન જીર્ણ થઇ ગયેલું સમાધીસ્થાન મારી દ્દષ્ટિએ પડયું.

જુએદા ત્વરિતગતિએ મારી પાસે આવી અને મારું કાંડું પકડી વેદી પાસે ખેંચી ગઇ અને મને સાષ્ટાંગ પ્રણિપાત કરવાનું કહ્યું. અમો ઉભયે એક બીજાના હાથ પકડી તે પ્રમાણે કર્યું. વેદીને અમોએ પ્રણામ કર્યા. ત્યાર પછી તેની નજીકની જમીનને ત્રણ વાર ચુંબન કરી અમે ઉઠયાં. જુએદાએ તેના કટિ

પ્રદેશમાંથી એક તીક્ષ્ણ ધારવાળી છુરી ખેંચી કહાડી. તેનાથી તેણે પોતાના કાંડા પર ત્રણ ઠેકાણે નાના ઘા માર્યાં. તરતજ નજીકમાં બળતા એક અગ્નિકુંડ પાસે તે ગઇ અને તેમાં તેણે પોતાનાં રક્તનાં ત્રણ ટીપાં નાખ્યાં. ટીપાં પડતાંજ ભયંકર ધ્વનિ અગ્નિમાંથી ઉત્પન્ન થયો અને આખો ઓરડો ગાજી રહ્યો.

આ વખતે જુએદાના કંઠમાંથી યંત્રણાસૂચક દુઃખદ ઉદ્દગારો નીકળવા લાગ્યા; અલ્પ ક્ષણમાંજ આત્મસંયમ કરી દૃઢ સ્વરે તે બોલી—" જેઓએ મનુષ્ય ચરિત્રમાં રહેલી સાધારણ દુર્બળતા, ભ્રમ અને દંભથી મુક્તિ મેળવી છે, તેઓને ધન્ય છે ! જેઓની સામે આ રહસ્યમય અજ્ઞાત રાજ્યનાં ભીષણ દૃશ્યો ખુલ્લાં થાય છે તેઓને ધન્ય છે ! તેઓના જીવનનો સૌભાગ્ય સૂર્ય હંમેશ પ્રકાશિત રહે છે. પવિત્રતા તેઓના જીવનનો મૂળમંત્ર રહે છે. અમો જ્ઞાન પિપાસાની તૃષાથી તૃષાતુર બની ગયાં છીએ પરંતુ અમારા જીવનને શાંતિ નથી. અમારાં મિલનથી જીવનની ગતિ પરિવર્તિત થશે—સુખના દિવસો જોવાનો અધિકાર પ્રાપ્ત થશે. જે ગુપ્ત રહસ્ય જીવ જગતમાં જાણી શકાય એમ નથી—તેનો ભેદનો પડદો હમણાંજ અમારી નજર સામે ખુલી જાય એજ પ્રાર્થના છે ! "

આ પ્રમાણે જુએદા શબ્દોચ્ચાર કરે છે એટલામાં અગ્નિકુંડમાંથી એકાએક ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. તે ધુમાડો હવામાં વિલીન થઇ જાય ત્યાં સૂધી જુએદા તેની સામે એક દૃષ્ટિએ જોઇ રહી. ધૂમાડો ખલાસ થતાં મૃદુ પણ દૃઢ સ્વરે તે બોલી:—" આમીન ! જુઓ, આપણી પ્રાર્થનાનો સ્વીકાર થયો છે. કેવી ખુશીની વાત છે કે, આપણાં અહિં આવવાનો ઉદ્દેશ વૃથા નહિ થાય. તમે મને જાદુગરણી માનો છો તો ભલે-હું બીજાં રહસ્યો તમને બતાવું."

એટલું કહી જુએદા પુનઃ વેદી પાસે આવી અને તેનો એક પત્થર ખેંચી કહાડયો. ત્યારપછી પોતાના હાથમાંના દીપકને ઉંચો ધરી તેની અંદરની પત્થરની બનાવેલી ઘોર બતાવતાં તે કહેવા લાગી—" જુઓ, જુઓ; કાંઇ જોઇ શકો છો

નહિ કે ?”

મેં કૌતુહલથી માથું નીચું નમાવી તે ઘોર તરફ જોયું. તેની અંદરનો દેખાવ જોતાંજ ભયથી હું ચાર ડગલાં પાછળ હઠી ગયો.

ઘોરની અંદર એક શબના જેવો મૃતદેહ પડયો હતો. આ મૃતદેહ વૃધ્ધ માણસનો હતો. તેનો રંગ સફેદ પૂણી જેવો થઇ ગયો હતો અને ચાંદીના જેવા સુફેદ વાળ તેની છાતીપર પથરાઇ ગયેલા હતા.

મને ભયભીત બનેલો જોઇ જુબેદા બોલી:–“ આ મૃતદેહ એક પવિત્ર માણસનો છે. ત્રણ વરસ થયાં તેમણે દેહ ત્યાગ કરી આ આનંદભવનમાં વાસ કર્યો છે; પરંતુ જુઓ, આજે પણ તેમનો દેહ જેવો ને તેવો રહ્યો છે. જીવનની અશાંતિથી તેમણે હમેશને માટે મુકિત મેળવી લીધી છે. તેમનાં અંગને સ્પર્શ કરી જુઓ, એટલે તમને ખાત્રી થશે કે તેના પ્રાણ નીકળી ગયા છે.”

મેં મૃતદેહપર વાંકા વળી તેના લલાટપર હાથ ફેરવી જોયો. તેનો દેહ બરફની માફક ટંડો જણાયો. તે વખતે જાણે કે મારા શરીરમાંથી વિદ્યુત પ્રવાહ નીકળી જતો હોય એમ દેખાયું. તરતજ મેં તેના શરીર પરથી હાથ ઉઠાવી લીધો.

જુબેદા બોલી:–“ હું તમને સપ્રમાણ બતાવવા માગું છું કે, તેના દેહમાં બિલકુલ પ્રાણ નથી ! એટલું કહી તેણે હાથમાંની છુરી મૃતવ્યકિતની છાતીમાં ખોસી દીધી. પછી બોલી હવે તો મને ખાત્રી છે કે, તમારો સંદેહ દૂર થયો હશે.”

મેં કહ્યું:—“ ના.” જો કે, હું સમજી શકતો નહોતો કે, જુબેદા આ બતાવી શું કરવા માગે છે ! પરંતુ જુબેદાએ કોઇ પણ જાતનો પ્રશ્ન નહિ પૂછવાની પ્રતિજ્ઞા લેવરાવી હોવાથી હું ચુપ રહ્યો. તે જે કાંઇ કરતી તે ઉત્સુક બની હું જોયા કરતો. તેણે ઘણીજ ત્વરાથી એક સાપને પકડયો અને તેને અગ્નિ પર પકડી રાખી મંત્રોચ્ચાર કરવા લાગી. આ વખતે સાપ દુ:ખથી તરફડીયાં મારી ગુંચળું વળી ગયો હતો. મંત્રોચ્ચાર ખલાસ થતાંજ જુબેદાએ તે સાપને અગ્નિકુંડમાં પધરાવી દીધો.

આ પ્રમાણે આપને અગ્નિકુંડમાં નાખ્યા બાદ પુનઃ બે ત્રણ વખત તે પ્રાર્થના કરતી હોય તેમ શરીરને નીચું નમાવી મંત્રો બોલવા લાગી. ત્યાર પછી મને કહ્યું–" આમીન ! જુઓ, આજે તમારી નજર સામે અદ્ભુત રહસ્યનો ભેદ ખુલ્લો કરું છું. શયતાન પાસેથી મેં જે શક્તિ મેળવી છે, તેનો આજે તમોને પરિચય આપું છું."

તે આ પ્રમાણે બોલે છે એટલામાં તેનું શરીર જાણે કે વધી જતું હોય એમ જણાવા લાગ્યું અને આખું શરીર ધ્રુજવા લાગ્યું. તેણે મારો જમણો હાથ પકડયો અને મૃતદેહ પાસે મને લઇ ગઇ. ત્યાર પછી તે મૃતદેહ પર વાંકી વળી. તેણે પુનઃ મંત્રો બોલવા માંડયા. પછી મૃત વ્યક્તિના મુખ ઉપર હાથ ફેરવતાં તે બોલી–" સિદ્દિ આસ્માર–બિન મોખાલા ! તમોને હું આવાહન કરું છું. તમે આ અવિશ્વાસી પુરૂષને અલૌકિક લોહનિર્મિત અર્ધચંદ્ર બતાવો. તમારા આત્માનું કલ્યાણ થશે."

એટલું કહી જુએદા ચુપ રહી, તેનાં બન્ને ચક્ષુઓ કોઇ અવર્ણનીય ચમકારાથી ચમકી રહ્યાં હતાં. તેના માથા પરનો કેશ કલાપ છુટો થઇ વક્ષસ્થળપર પથરાઇ ગયો હતો. જુએદા ઘોર ઉન્માદિની જેવી દેખાતી હતી !

પુનઃ તે ગંભીર પણ કર્કશ સ્વરે આજ્ઞા કરતી બોલીઃ—

"ઉઠો, હું જુએદા–સૂર્યનન્દિની ! તમને આદેશ કરું છું કે, તમારા દેહ અને આત્માનું ક્ષણ કાળને માટે મિલન થાવ, અને મારા કાર્યમાં તમે મદદ કરો."

તેનો આટલો શબ્દોચ્ચાર થયા બાદ તે પ્રાચીન પાષાણ સમાધીમાંથી જાણે કે નિશ્વાસ નીકળતો હોય તેવો શબ્દધ્વનિ સંભળાવા લાગ્યો. હું તીવ્ર દ્દષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. મૃતદેહ ધીમે ધીમે સમાધીમાં ઉઠી બેઠો થવા લાગ્યો. રક્તહીન શુષ્ક જીર્ણ મૃતદેહમાં પ્રાણનો સંચાર થયેલો જોઇ હું તો જ્યાંનો ત્યાં સ્થંભી ગયો. મારી બધી ઇંદ્રિયો બહેર મારી ગઇ ! સમસ્ત ઘટના મારી નજર સામે અદ્ભુત, અસ્વાભાવિક અદ્દષ્ટપૂર્વ સ્વપ્ન કિંવા ઇંદ્રજાળની માફક દેખાવા લાગી.

# પ્રકરણ ૧૦ મું.

ધીમે ધીમે મૃતવ્યક્તિ સમાધી શય્યામાંથી ઉઠી બેઠી થઇ. ત્યાર પછી તે અમારી સામે આવીને ઉભી રહી. તેનાં બન્ને ચક્ષુઓની પાંપણો જરા પણ હિલતી ન હોતી. દૃષ્ટિ સ્થિર હતી. જાણે કે મારબલની પત્થરની બે આંખો કડી લીધી હોય તેવો ભાસ થતો હતો. તેની ચામડી એટલી તો પાતળી હતી કે, મ્હોડા પરનાં બધાં હાડકાં ગણી શકાય એમ હતું તેની આંગળીઓના અગ્રભાગે આવેલા નખ લાંબા થઇ વળી ગયા હતા અને પશુઓના નખ જેવા દેખાતા હતા.

હું અવાક્ બની આશ્ચર્યમય દૃષ્ટિથી તેના તરફ જોતો ઉભો રહ્યો. મારા મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. મારો આવી રીતનો ભાવ જોઇ જુબેદાએ કહ્યું—"આમીન! આમ બાધા જેવા થઇ શું જુઓ છો? કોઇ દિવસ મરેલા માણસને જોયો નથી શું?"

"ઘણાને જોયા છે, પરંતુ આ વ્યક્તિ શું મરેલી છે? મરેલો માણસ આમ ઉઠીને ઉભો થાય અને ચાલવા લાગે? મરેલા માણસના દેહમાં પ્રાણનો સંચાર થાય એ અત્યારે પ્રત્યક્ષ જોવા છતાં પણ હું માની શકતો નથી." એકાએક મારા મનમાં વિચાર આવ્યો કે, શું આ ઇંદ્રજાળ તો નહિ હોય?

જુબેદા બોલી:—"શું તમારી બુધ્ધિનો લોપ થઇ ગયો છે? મેં તો તમને પહેલેથીજ સ્પષ્ટ રીતે કહ્યું છે કે, આ મૃત વ્યક્તિ છે ત્રણ વર્ષ પહેલાં તેનું મૃત્યુ થયેલું છે. તો પણ તમે અવિશ્વાસ ધરાવો છો? વાહ, હું ફરીથી તમને કહું છું કે, આ મૃતવ્યક્તિ છે" એટલું કહી જુબેદાએ પોતાના હાથમાની છુરી તેના શરીરમાં ખોસી દીધી.

છુરી મૃતવ્યક્તિના શરીરમાં પેસી ગઇ; પરંતુ તે વ્યક્તિ તો નિશ્ચલ ભાવે ઉભીજ રહી. છુરીના આઘાતથી થતી વેદનાનો જરા પણ સંચાર તેણે બતાવ્યો નહિ.

મેં કહ્યું:–"મારી ખાત્રી થઈ છે કે, તમે જુઠું બોલતાં નથી. પરંતુ આ દૃશ્ય–કેવું ભયાનક–બિભત્સ દૃશ્ય છે!"

"હા, હવે મને ખાત્રી છે કે, તમારા મનમાં વિશ્વાસ બેઠો છે" પછી તેણે તે છુરી કહાડી લીધી અને પુનઃ પોતાનાં કપડાંમાં સંતાડી દઇ મૃતદેહ તરફ જોઇ બોલી:—"હે ધાર્મિક પુરૂષ! હું તમને વિનંતિ કરૂં છું કે, તમે મને એવું જ્ઞાન આપો કે જેથી હું શયતાન ઉપર પ્રભુત્વ સ્થાપન કરી શકું."

વાયુની લહરીથી જેમ લતા પત્રાદિ હિલવા લાગે તેમ જુબેદાનું શરીર કંપવા લાગ્યું. છતાં તે વખતનો તેનો રૂવાબ એક સામ્રાજ્ઞીના જેવો હતો. તેના શરીર પરના અલંકારોનો ગુંજન ધ્વનિ સંભળાયા કરતો હતો. જુબેદાની વિનંતિનો મૃત-વ્યકિતએ ઉત્તર આપ્યો નહિ. છબીની માફક તે ઉભી રહી. અનિમિષ દૃષ્ટિએ તે મારા તરફ જોઇ રહી.

જુબેદાએ ત્યાર પછી ગાલીચા પરથી એક સાપને ઉંચક્યો અને મૃત વ્યકિતના બરફ જેવા ઠંડા હાથોમાં મૂક્યો. મૃત વ્યક્તિએ તેના રકતહીન હાડકાં જેવી આંગળીઓમાં તેને દબાવ્યો અને અગ્નિકુંડ પાસે જઇ તેમાં તેને નાખી દીધો.

આ વખતે જુબેદા ઘુંટણીએ પડી ગાલીચા પર બેસી ગઇ અને મને પણ તેમ કરવા કહ્યું. તેના ઉપદેશ મુજબ હું પણ ઘુંટણીએ પડયો. તેણે એક સાપને પકડયો અને પોતાના માથા પર ફેરવવા લાગી. કેટલાક સાપો તેના પગની આસપાસ ફરવા લાગ્યા. તેમાંથી એક સાપને તેણે પગની લાત મારી દૂર ફેંકી દીધો.

મૃતવ્યકિતએ એક અદ્‌ભુત ક્રિયાનો આરંભ કર્યો. અમારી તરફ પીઠ કરી તે વેદીની સામે ઉભી રહી. ત્યાર પછી તેણે શું કર્યું, તે હું સમજી શક્યો નહિ; પરંતુ અગ્નિકુંડમાંથી એકદમ ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા. અગ્નિ એટલો તો પ્રબળ થઇ ગયો કે, તેના ઉત્તાપથી અગ્નિકુંડમાં આવેલા સળીયા પણ લાલચોળ થઇ ગયા. ત્યાર પછી ધીમે ધીમે મૃત વ્યકિતએ ત્રણ વખત પ્રાર્થના કરી લલાટ પર બને હાથ રાખી

અમારી સામે જોયું. જુબેદાએ પુનઃ તેને પ્રાર્થના કરવાની આજ્ઞા કરી.

મૃત વ્યક્તિએ પુનઃ વેદીની પાસે ઉભા રહી પૂર્વવત્ પ્રાર્થના કરી તે સાથે અગ્નિકુંડમાંથી પુષ્કળ ધુમાડાના ગોટા નીકળવા માંડયા. આ ધુમાડાની વાસ યવક્ષાર જેવી આવતી હતી. ધુમાડાથી મારૂં માથું ફરવા લાગ્યું અને હમણાં પડી જઈશ એમ જણાવા લાગ્યું. એટલામાં એકાએક બંદુક ફુટવાના જેવો અવાજ થયો. મેં ભયભીત બની જોયું તો વેદીનો એક પત્થર ફાટી ચૂર્ણવિચૂર્ણ થઈ જઈ ખરી જતો દેખાયો.

જુબેદાએ મારી તરફ જોયું અને ઉમંગમાં આવી બોલીઃ— " આમીન ! આપણી આગળ અજ્ઞાત રહસ્યનો સ્ફોટ થવા માંડયો છે. હવે આપણે મરણનો ભય રાખવાનો નથી. આ રહસ્યના અધિકારી થઈએ એટલે વિષ કિંવા જગતની કોઈ પણ ચીજ આપણા પર પ્રભાવ પાડી શકશે નહિ. "

મૃતવ્યકિતએ નીચા વળી પ્રણામ કરી વેદી તરફ જવા માંડયું. પછી ઘુંટણીએ પડી વિદીર્ણ થઈ ગયેલ પત્થરને ખસેડી ખાડામાં હાથ નાખી તેમાંથી અર્ધચંદ્રાકૃતિ જેવી પેટી બહાર કહાડી. પેટીને ચામડાની અંદર મઢી લેવામાં આવી હતી. મૃતવ્યકિતએ પેટી ખોલી અને તેમાંથી એક લોઢાનો અર્ધચંદ્રાકાર ટુકડો કહાડયો. તેના બન્ને છેડા અણીદાર હતા, જ્યારે વચલો ભાગ બે ઇંચ જેટલો પહોળો હતો અને ખંડિત થયેલો હતો. તેના પર પ્રાચીન મિસરી ભાષામાં કેટલાંક સાંકેતિક ચિહ્નો લખેલાં હતાં.

જુબેદા વિસ્મિત દૃષ્ટિએ મૃતવ્યક્તિ તરફ જોવા લાગી. મૃતવ્યકિતએ કોઈ પણ જગા પર દૃષ્ટિપાત નહિ કરતાં તે અર્ધચંદ્રાકાર ટુકડાને અગ્નિકુંડ ઉપર ધરીને ગરમ કર્યો.

જુબેદાએ તેને સ્પષ્ટસ્વરે પૂછ્યું—" સિદ્ધિ આરમાર બિન ઓખાલા ! કહો, આ યુવકને આ રહસ્યનું જ્ઞાન થશે કે નહિ ?"

મૃતવ્યક્તિના મ્હોડામાંથી કાંઈ પણ ઉત્તર મળ્યો નહિ. તેણે અગ્નિમાંથી નીકળતા ધુમાડા તરફ જોવા માંડયું. તેણે

વધારે ધુમાડો નીકળવા માટે પૂર્વવત્ અનુષ્ઠાન ક્રિયાઓ કરવા માંડી; પરંતુ ધુમાડાની વૃધ્ધિ થઇ નહિ. જુબેદા ગુપચુપ ઉભી રહી. કિંચિત્ હતાશ ભાવ ધારણ કરી તેમના તરફ જોવા લાગી.

આખરે મૌનભંગ કરતાં જુબેદા મારી તરફ જોઇ નિરાશા-સૂચક સ્વરે બોલી—"આમીન ! તમારા આત્મામાં વિશ્વાસ નથી એટલે આ ગુપ્ત રહસ્યનાં જ્ઞાનનો જરા પણ લાભ તમે મેળવી શકશો નહિ. મેં આ જ્ઞાનની જેટલી પ્રાપ્તિ કરી છે, તેનો શતાંશ પણ તમે મેળવી શકશો નહિ. મારા મનમાં પહેલેથીજ સંદેહ હતો અને તે ખરો પડયો. મેં મારા વખતની નકામી બરબાદી કરી આટલું બધું કષ્ટ વેઠયું."

મેં હતાશ બની તેને પુછ્યું:—"શું આ લોઢાના અર્ધ ચંદ્રાકારનો કંઈ ઉપયોગ થઇ શકશે નહિ?"

"ના, ઇશ્વરની તેવી મરજી નથી. તમારી પાસે હું કોઇ જાતનો ખુલાસો કરી શકું એમ નથી."

"તમોને શી પ્રતિતી થઇ તેનો ખુલાસો તો આપી શકશો કે નહિ?"

"ના. ચાલો, હવે આપણે બહાર જઇએ. પછી બીજી બધી વાત."

એટલું કહી જુબેદા એક ખુણામાંથી સોનાનો થાળ લઇ આવી અને તેને મૂતવ્યક્તિ આગળ ધર્યો. મૂતવ્યક્તિએ ઉત્તપ્ત લોહખંડના બંન્ને ટુકડા થાળમાં મૂકી દીધા. જુબેદા થાળ હાથમાં લઈ તે ઓરડામાંથી બહાર ગઇ અને જતાં જતાં મને કહેતી ગઇ કે, 'ડરતા નહિ, થોડા વખતમાંજ હું પાછી આવું છું.' હું કિંકર્તવ્યવિમૂઢ બની તે જગ્યાએ ઉભો રહ્યો. મૃતવ્યક્તિ સ્થિર ભાવે મારી સામે ઉભી હતી. ચારે દિશાઓ નિસ્તબ્ધ જણાતી હતી. માત્ર વચ્ચે વચ્ચે બે ચાર સાપના ફુંફાડાઓ નિસ્તબ્ધતાનો ભંગ કરતા હતા.

લગભગ પાંચેક મિનિટ બાદ જુબેદા પાછી આવી. આ પાંચ મિનિટો મારે મન તો પાંચ યુગ જેવી જણાઇ. તેના હાથમાં અન્ય

લોહખંડના ટુકડાઓ હતા. તેનું મુખ પ્રફુલ્લ જણાતું હતું. તેનું પૂર્ણ સૌંદર્ય તેના મુખારવિંદ પર ઝળકી રહ્યું હતું તેના દિલમાંથી નિરાશા અને અસ્વસ્છન્દ ભાવ દૂર થઇ ગયો હતો. તેનાં બંન્ને નેત્રો હસતાં હતાં.

મારી પાસે ઉભી રહી જુબેદા હસતાં હસતાં બોલીઃ—
" આમીન ! આખરે રહસ્યનું મૂળ મને જ્ઞાત થઇ ગયું છે. એક વર્ષ પહેલાં હું તેના અસ્તિત્વ વિષે માહિતગાર થઇ હતી. તે વખતે મેં કલ્પના પણ કરી ન હોતી કે, આખરે હું તેને હસ્તગત કરીશ. તેને પ્રાપ્ત કરવા માટેજ મેં પ્રાણની પણ દરકાર કર્યા વિના મેં આ સાહસ કર્યું છે, અને તેમાં ફ્તેહ મળી છે."

" પણ આવી રીતે તમારા જીવનને મોતના ડાચામાં નાખવાનું કારણ શું ?"

" માત્ર તમારા લીધે. આમીન, તમોને હું કેવા પ્યારથી ચાહું છું, તે તો મારો ખુદા જાણે છે. તમારા માટેજ મેં આ રહસ્યજ્ઞાન મેળવવા આવું ભયંકર સાહસ કર્યું છે. તમે પણ ભય નહિ પામતાં મારી સાથે આવી મને જે સહાયતા કરી છે, તે ખાતર તમારો ઉપકાર માનું છું. આમીન—પ્રાણાધિક આમીન ! આખરે આપણો વિજય થયો છે."

" ત્યારે હવે આ મૃતદેહનું શું થશે ?"

તેમનો મૃતદેહ પુનઃ તેજ સ્થળે વિરાજી જશે. અને તેમના આત્માને જે સ્થળેથી હું ખેંચી લાવી છું ત્યાં પાછો ચાલ્યો જશે"

એટલું કહી જુબેદાએ મૃતવ્યક્તિના સ્કન્ધપ્રદેશ પર હાથ મૂકી કહ્યું. સિદિ આસમાર બિન મોખાલા ! તમારૂં કાર્ય પૂર્ણ થઇ ગયું છે. તમે હવે તમારાં પરિજન—પરિવેષ્ટિત પુણ્ય ધામે ચાલ્યા જાવ. ત્યાં નદી તીરે પુષ્પોદ્યાનમાં તેઓ તમારી પ્રતીક્ષા કરી રહ્યા છે, માટે હવે તમારા સમાધિસ્થાનમાં ચાલ્યા જાવ. પુનઃ જ્યારે શયતાનના ઉપર પ્રભુત્વ સ્થાપન કરવાની જરૂર પડશે ત્યારે તમારી પાસે આવીશ અને મારો આદેશ તમોને કહી સંભળાવીશ."

જુબેદાએ મૃત વ્યક્તિનો હાથ પકડ્યો અને આસ્તે આસ્તે

સમાધિ સ્થાન તરફ જવા લાગી. મૃત વ્યક્તિએ પણ તેનું અનુસરણ કર્યું. સમાધિ નજીક આવી પહોંચતાંજ તેણે સમાધિ ગર્ભમાં પ્રવેશ કર્યો. જુએદાએ ઇશારત કરતાં હું તેની પાસે ગયો. મૃત વ્યક્તિનો દેહ પૂર્વવત પડયો હતો. ચક્ષુઓ પલકહીન બની ગયાં હતાં. મેં તેના પર હાથ મૂકી જોયો. મૃતદેહ ઠંડોગાર થઇ ગયો હતો. હું વિસ્મિત બની તેની સામે જોઇ રહ્યો.

મારો સંશય દૂર કરવા જુએદા બોલી—"તેનો પ્રાણ ચાલ્યો ગયો છે. આ પ્રાણહીન દેહમાં છૂરી મારવા છતાં પણ વિકંપિત નહિ થાય તેની ખાત્રી કરવી છે?" આ પ્રમાણે કહી તેણે છૂરી પોતાના હાથમાં લીધી અને મૃતવ્યક્તિની છાતીમાં ખોસી દીધી. મૃતદેહ પર તેની કાંઇ અસર જણાઇ નહિ. જુએદાએ પુનઃ છૂરી તેની છાતીમાંથી કહાડી અને પોતાની કમરે ખોસી દીધી, પછી કહ્યું:—"આમીન! ચાલો હવે આપણે પાછાં જઇએ."

એટલું કહી ત્વરિત ગતિએ તે આ રહસ્ય મંદિરમાંથી બહાર નીકળી. હું પણ તેનું અનુસરણ કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૧ મું.

સુરંગપથમાંથી પાછાં ફરી અમો દિવાનખાનામાં આવી પહોંચ્યાં. અબલુસના લાકડાંમાંથી કોતરી કહાડેલા મેજ ઉપર જુએદાએ દીપક મૂકી દીધો અને વિશ્રામ લેવા માટે એક કોચ ઉપર આડી પડી. ક્ષણુ કાળ સુધી અમો બન્ને ચુપ રહ્યાં. પછી મૌન ભંગ કરતાં મેં તેને પૂછ્યું:—

"જુએદા, તમારી સાથે આવી મેં જે જે જોયું તેમાંનું હું તો કાંઇ પણુ સમજી શકયો નથી. કઇ શકિતદ્વારા તમે મૃત વ્યકિતના દેહમાં જીવનનો સંચાર કહી તેને કાર્યમાં પ્રવૃત્ત કરી ?"

"તે બધા આ લોહનિર્મિત અર્ધચંદ્રના પ્રતાપ છે."

"ત્યારે તેની ગુપ્ત શકિતનો ભેદ મને કેમ કહેતાં નથી ?"

"આમીન ! આપણાં ઉભયનાં શુભ માટેજ હું તમોને અહિં લાવી છું પરંતુ તમે નાસ્તીક હોવાથી તે રહસ્યનો ભેદ પામી શકયા નહિ—તેટલા માટેજ તે અલૌકિક અદ્ભુત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે નિષ્ફળ ગયા."

"વારૂ, હું એક પ્રશ્ન પૂછું છું. તમે સરળતાથી તેનો ઉત્તર આપશો ?"

"શા માટે નહિ ? તમે શું જાણુવા માગો છો ?"

"જુએદા—હું માત્ર એટલુંજ જાણુવા માગું છું કે તમે સધવા છો કે વિધવા ?"

મારો પ્રશ્ન સાંભળી જુએદાનું મુખમંડળ લજ્જાથી લાલ બની ગયું. તેણે કહ્યું:—"આમીન, જો હું સધવા હોત તો તમોને આમ મારી પાસે કદી બોલાવત નહિ—તમારી સાથે આવું પ્રિય સંભાષણુ કરત નહિ—કિંવા મારા પ્રણુયી સાથે રહસ્યાનુસન્ધાન માટે પ્રવૃત્ત થાત નહિ. માત્ર તમે એટલુંજ યાદ રાખજો કે, જેટલો તમે રહસ્ય ભેદ જાણી શકયા છો, તે કરતાં પણુ વિશેષ રહસ્ય જાળમાં મારૂં અસ્તિત્વ વિંટાયેલું છે. આમીન ! મારા પ્રેમને માટે તમે ગમે તેવું દુસાધ્ય—કષ્ટકર કામ

કરી શકશો ?"

"શા માટે નહિ ? તમારા માટે પૃથ્વીને પેલે પાર જવું પડે તો પણ હું હિંમત હારૂં એમ નથી."

"વારૂ, ત્યારે મારી કથા ધ્યાન દઇને સાંભળો. જે રહસ્યનો ભેદ જાણવા હું તમોને મારી સાથે લઇ ગઇ હતી, તેમાં તમે નિષ્ફળ નીવડયા છો. લોહનિર્મિત અર્ધચંદ્રનું કોઇ પણ પ્રકારનું જ્ઞાન તમે મેળવી શકયા નથી. તથાપી જો તમે જન-હીન-વિજન મરૂભૂમિ પાર કરી તુવારજ નામના સ્થાને ગુપ્ત વેશમાં પહોંચી શકો અને ત્યાંના લોકોના હાથમાં સપડાવ નહિ તો હું ખાત્રીથી કહું છું કે, તમે પુષ્કળ ધન સંપત્તિ તથા સામર્થ્ય પ્રાપ્ત કરી શકશો. એટલુંજ નહિ પણ તેથી આપણા ઉભયનું પણ મિલન થઇ જશે."

"ત્યાર પછી શું આપણે લગ્ન ગ્રંથીથી જોડાઇ શકાશું ?"

"હા."

"હું ઉત્સાહિત બની ઉઠી ઉભો થયો અને કહ્યું—"મારે શું કરવાનું છે, તેની આજ્ઞા કરો. તમારા પ્રેમને માટે હું અગ્નિમાં પણ ઝંપલાવા તૈયાર છું; પરંતુ જે સ્થળે તમે મને જવાનું કહો છો, ત્યાં પહોંચ્યા પછી શું આ ગુપ્ત રહસ્યનો ભેદ ઉકલી શકાશે ?"

"અફસોસ ! તેજ શંકાની વાત છે. સેંકડો વિપદોને વટાવી જો તમે આ અર્ધચંદ્રને ત્યાં લઇ જવા સમર્થ થાવ, તો હું ખાત્રીપૂર્વક કહું છું કે ગુપ્ત રહસ્યનો ભેદ જાણી શકશો."

"પરંતુ આટલા વખતમાં તમારી ગતિ શું થશે ?"

"જ્યાં સુધી તમે આ કાર્ય પાર પાડી નહિ આવો, ત્યાં સુધી હું અમારી ટોળી સાથે રહીશ. તમે આ કામમાં પ્રવૃત્ત થાવ, પછી મારા વિષે ઘણી વાતો સાંભળશો, પણ તેને કાન પર ધરતા નહિ અને હાથમાં લીધેલું કામ પાર પાડવા નિર્દિષ્ટ સ્થાને પહોંચવા આગળ વધજો. તમે પ્રતિજ્ઞા લઇને કહો કે, મારા વિષે કોઇ જુઓ, સાંભળો, તેમાં વિશ્વાસ રાખશો નહિ."

"જુબેદા, હું ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, તમારા ઉપદેશ મુજબ ચાલવા માટે મારાથી બનતો પ્રયત્ન કરીશ."

"ઠીક છે. પ્રતિજ્ઞા સંપૂર્ણ પાળજો. જુઓ, આ પૃથ્વીમાં માત્ર એવું એકજ સ્થળ છે કે, જ્યાંથી આ અદ્‌ભુત રહસ્યનો ભેદ પામી શકશો. જ્યારે તમે અહિંથી દૂર ચાલ્યા જાવ, ત્યારે હું તમોને ભુલી જઇશ એમ મનમાં લાવશો નહિ. દરેક પળે હું તમારી ખબર રાખીશ. એટલુંજ નહિ પણ આપણાં અંતરોમાં સંવાદની આદાન-પ્રદાન ક્રિયાઓ પણ ચાલુ રહેશે. કારણ કે, આપણા આત્માઓનો યોગ થઇ ગયો છે. આપણે પરસ્પરનું શુભાશુભ જાણી શકીશું."

"પરંતુ તમે ક્યાં હશો, એ શું હું હમેશ જાણી શકીશ ?"

"ના. તેવો કોઇ સંભવ નથી. ચિંતાદ્વારા હૃદયની અંદર મારૂં અસ્તિત્વ અને શુભાશુભ તમે અનુભવી શકશો, પરંતુ જ્યાં સૂધી તમે કાર્ય સિધ્ધિ કરી પાછા ન આવો, ત્યાં સૂધી આપણી મુલાકાત થશે નહિ."

"ત્યારે શું તમે અહિં નહિ રહેતાં તમારા જાતભાઇઓની સાથે મરૂભુમિમાં ચાલ્યાં જશો ?"

"હા, ત્યાંજ જઇશ."

"પુનઃ દસ્યુદળમાં દાખલ થઇ નિરાશ્રય પથિકોને લુંટવાનું કામ કરશો ? તમે સ્ત્રી જાત છો. શું તમારૂં આ કર્તવ્ય છે ?"

"શેનું કર્તવ્ય ?" જુબેદાએ સહજ રોષમિશ્રિત સ્વરે કહ્યું.

"આ દસ્યુ વ્યવસાય-લુંટ-નિરપરાધી પથિકોનું સર્વસ્વાપહરણ-એ શું સ્ત્રીનું કર્ત્તવ્ય છે ?"

જુબેદા મારા હાથમાં હાથ રાખી બોલીઃ-"આમીન ! હું બધું જાણું છું. આ સ્ત્રી કિંવા પુરૂષને યોગ્ય કાર્ય નથી. છતાં હું કેવી વિપદમાં છું તે તમોને કેવી રીતે સમજાવી શકું ? ખરેખર, હું ચિર-અભાગિની છું. હું જરા પણ પ્રતિકુળ

શબ્દ કિંવા વર્તન દેખાડું કે તરતજ મારા જીવનની સમાપ્તિ થતાં વાર નહિ લાગે—મારા દેહને થેલામાં બાંધી સમુદ્રમાં તેઓ ફેંકી દીધા સિવાય રહેશે નહિ."

"ત્યારે હું કેવી રીતે તમારી રક્ષા કરી શકું? તમે કેવી રીતે મુક્તિ મેળવી શકશો?"

"મે તમને જે કરવા કહ્યું છે, તે કાર્યમાં ફ્-તેહ મેળવો એટલે મારા દુર્ભાગ્યમાંથી મારો ઉધ્ધાર થતાં વાર નહિ લાગે. એટલુંજ નહિ પણ મૃત્યુ યંત્રણા કરતાં પણ વિશેષ ભયંકર યંત્રણાઓનો ભય રાખવાનું કારણ પણ રહેશે નહિ."

એટલું કહી જુબેદાએ એક પેટી ઉઘાડી. તેમાંથી કાગળ બહાર કહાડયો અને ખડીયો કલમ લઇ અરબ્બી ભાષામાં એક પત્ર લખવા લાગી. પત્ર નીચે પ્રમાણે હતો:—

"ઇશ્વરના સુયોગ્ય પરિચારક, જ્ઞાની અને શક્તિમાન મહાશય, આ પત્રવાહકને આપની સેવામાં મોકલ્યો છે. તેની સાથે લોહ—અર્ધચંદ્ર મોકલાવ્યો છે. પ્રકૃતિના અજ્ઞેય રહસ્ય ભેદને જાણવા તેને આપની પાસે મોકલાવેલ છે. ભાઇ, મારૂં જીવન બહુ વિપન્ન છે. ડગલે ડગલે મૃત્યુ ભયથી દેહ કંપી ઉઠે છે. અર્થાત્ આપ આ વ્યક્તિને યોગ્ય સ્થળે પહોંચાડી દેશો. આપની ઇચ્છા હશે, તો બધી વિપદોમાંથી હું મુક્તિ લાભ મેળવી શકીશ."

લી. આપની ભગિની



# પ્રકરણ ૧૨ મું.

પત્રને લીફાફામાં મૂકી મને આપતાં જુબેદાએ કહ્યું:—" આ પત્ર અને અર્ધચન્દ્ર લઇ તમે આગાદેઝ નગરના પ્રધાન ઇમામ હાજી મહમદ બિન ઇસાકની પાસે જાવ. પત્ર અને અર્ધચન્દ્ર પોતાના હાથમાં મળતાંજ તે મારો અભિપ્રાય સમજી જશે. તમે તેને કહેજો કે, રહસ્ય મંદિરની મુલાકાત જુબેદાની સાથે મેં પણ લીધી છે; પરંતુ ત્યાંનો રહસ્યભેદ જાણી શકયા નથી. આ ખુલાસો સાંભળી તેઓ તમને તમારા કર્તવ્યનો યથાયોગ્ય ઉપદેશ આપશે "

મેં અજાયબીથી પૂછયું—" શું આગાદેઝ જવું છે? ઓહ! ઘણુંજ દૂર! સહરાનું રણ પાર કર્યા સિવાય ત્યાં પહોંચી શકાય એમ નથી. જનશૂન્ય, જળશૂન્ય અને પથ વગરના એ રેતીના રણમાં લગભગ બે હજાર માઇલ મુસાફરી કર્યા સિવાય ત્યાં પહોંચી શકાય એમ નથી. ત્યાં પહોંચતાં પ્રતિક્ષણે મૃત્યુની કરાલ છાયાની ભીતિ ચોવીસે કલાક માથા પર ઝઝુમતીજ રહેશે!"

" હા, હું તે જાણું છું; પરંતુ મેં કહ્યું તે સ્થાને પહોંચ્યા સિવાય તે દુર્ભેદ્ય રહસ્યનો ભેદ તમે પામી શકશો નહિ. શું તે સ્થાન પર જવા માટે તમે ભય પામો છો?"

" ના, જુબેદા—તમારા એક શબ્દને ખાતર પણ હું મારો પ્રાણ કુરબાન કરવા તૈયાર છું. કહો તો હમણાં ને હમણાં હું ત્યાં જવાને રવાના થાઉં."

મારો આવો દૃઢ સંકલ્પ જોઇ જુબેદા નિશ્ચિંત ભાવે બોલી:—" આમીન! એટલું તો યાદ રાખજો કે, મારૂં ચિત્ત હમેશાં તમારી તરફજ રહ્યા કરશે. જ્યારે તમે વિપદ જાળમાં ઘેરાઇ જાવ અને તમારૂં જીવન સંકટમય બની જાય તે વખતે તમારા મનમાં એવા વિચારો ઉદ્ભવે કે, હાય! કયાંથી હું આ અબલાના નકામા ફંદામાં ફસાયો—ત્યારે દયા કરી આ અભાગિનીના જીવન રક્ષણને માટેજ તમે આ સાહસ કરો છો

